કોઈ પણ લેખક કે વિચારક પાકટ ઉમરમાં લખવાનું શરૂ કરે તોપણ એના વિચારોમાં અને લખવાની શૈલીમાં, જતે દહાડે સહેજસાજ ફરક થતો જ જાય છે. એક જ વિચારના જ્યારે જુદા જુદા પાસાંઓ હોય છે ત્યારે માણસ એક વખતે એક પાસું આગળ કરે છે, બીજી વખતે બીજું. આ રીતે મારાં લખાણમાં રીતસરનો ફેર પડતો આવ્યો છે. ભિન્ન ભિન્ન વખતે અને જુદી જુદી પરિસ્થિતિમાં લખેલા મારા લેખોમાંથી વીણી કાઢેલા આ ફકરાઓ જ્યારે જોઉં છું ત્યારે મને પોતાને જ થાય છે કે કેમ મેં તે વખતે એક બાજૂ પર આટલો બધો ભાર મૂક્યો હશે ?

બીજી એક વસ્તુ છે. પોતાના સંદર્ભમાંથી જુદા પડેલા ફકરાઓ મન ઉપર બીજી જ છાપ પાડે છે. જે વાત અમુક પ્રસંગ પરત્વે બંધબેસતી લાગે છે તે જુદી પાડવાથી સામાન્ય અને સાર્વભૌમ વિધાન બની જાય છે એટલે એની ભાષામાં જરૂરી ફેરફાર ન કરીએ તો એની છાપ અણધારી પડે.

આ ફકરાઓ વાંચતી વખતે મૂળ લેખોમાં એ ક્યાં આવ્યા છે એ જોવાની કે યાદ કરવાની નવરાશ કે આવશ્યકતા ન હતી. મેં ફક્ત ભાષાની દૃષ્ટિએ અને વિચારનું એકમ સાધવાની દૃષ્ટિએ ક્યાંક ક્યાંક ફેરફાર કર્યાં છે. મને લાગે છે કે આ નવા રૂપમાં એ વિચાર કે વિવેચન વધારે ગ્રાહ્ય અને સમાધાનકારક થશે. આ નવા રૂપમાં એ ફકરાઓ પોતપોતાનાં મૂળ સ્થાને હવે બંધ બેસશે જ એની ખાત્રી નથી અને તેથી વાચકોને વિનંતી છે કે એવો પ્રયાસ તેઓ ન કરે. મૂળ લખાણની નવી આવૃત્તિ કાઢતી વખતે મારે આ બધું જોવું પડશે. એ જવાબદારી હું ન ટાળી શકું.

છેલ્લાં ત્રીસ વરસમાં મેં જે ગૂજરાતી, હિંદી અને સહેજસાજ મરાઠી લેખનપ્રવૃત્તિ કરી તેમાંથી વીણેલી આ કંડિકાઓ આજની દૃષ્ટિએ, ત્રાહિતની પેઠે જોતાં, મને એમાં બે જ પ્રેરક તત્ત્વો દેખાય છે. જીવન સમજવાની ઉત્કટ ઇચ્છા અને એમાથી ઊપજતી લોકકલ્યાણની પ્રબળ ભાવના અને એની સાથે પારમાર્થિક જીવન જીવતાં જે પ્રસન્નતા મળી, જે આનંદ અનુભવ્યો અને વિવિધ રસોનો જે ઊંડો પરિચય થયો; તેનો શબ્દ દ્વારા જેટલો સાક્ષાત્કાર કરાવી શકાય તેટલો કરવાની અભિલાષા.

આવું બધું લખાણ ગાંધીજીના પરિચયમાં આવ્યા પછી જ લખાયું છે. ગાંધીજી પાસેથી જે જીવનદૃષ્ટિ મળી તેની મદદથી મારાં જીવનના તમામ પૂર્વ-સંસ્કારો, અનુભવો અને આદર્શો વચ્ચે એકરૂપતા, એકતા અથવા સામંજસ્ય હું આણી શક્યો. ગાંધીજીએ અમુક કહ્યું છે માટે એનો પુરસ્કાર કરવો જ જોઈએ એવું બંધન મેં કોઈ કાળે માન્યું નથી. ગાંધીજી પોતે એવું બંધન લાદે એવા હતા જ નહીં. મારા આખા પૂર્વજીવનના નિચોડને ગાંધીદૃષ્ટિ બંધબેસતી આવી એટલે જ તો એમના પ્રત્યે હું આકર્ષાયો. મારો વિકાસ સ્વતંત્રપણે થાય એવું જ તેઓ ઇચ્છતા હતા. એક દિવસે તો એમણે સ્પષ્ટ શબ્દોમાં જ કહ્યું કે 'અહિંસાની પ્રેરણા મારી પાસેથી તને ભલે મળી હોય, પણ લીધાં પછી એ તારી થઈ છે. હવે એનો વિકાસ મારી જ ઢબે થવો જોઈએ એ જરૂરી નથી. અહિંસાનો સાક્ષાત્કાર મને એક રીતે થયો. તને બીજી રીતે થશે. અને બન્ને સાચા હશે.'

અને જ્યારે હું જોઉં છું કે ગાંધીજી પોતાના સિદ્ધાંતોમાં દૃઢ રહેતા છતાં પરિસ્થિતિ અને અનુભવ બદલાતાં પોતાના કાર્યક્રમમાં અને કાર્યપદ્ધતિમાં ફેર કરતા હતા, ત્યારે, બદલાયેલી પરિસ્થિતિમાં અને વધેલા અનુભવ સાથે મારે સ્વતંત્ર વિચાર અને સ્વતંત્ર પ્રયોગ કરતા સંકોચ શા માટે કરવો જોઈએ?

હું જોઉં છું કે આ 'મધુસંચય'માં મારી જીવનદૃષ્ટિનું યથાર્થ પ્રતિબિંબ પડ્યું છે. અને છતાં કહેવાનું મન થાય છે કે 'મધુસંચય' મારી કનુ આવૃત્તિ છે! અને તેથી જ તટસ્થ થઈને કનુભાઈનું મુક્તકંઠે અભિનંદન કરી શકું છું. આ આવૃત્તિ ગૂજરાતી જગત આગળ મૂકતાં કનુભાઈને એક પ્રકારનો આનંદ થશે; મને બીજી જાતનો આનંદ થશે. ગાંધીજીના જમાનાના આ વિચારો નવા જમાનાના યુવકવર્ગને અપનાવવાનું મન થશે? મારી તો ધારણા છે કે ગાંધીજીનો જમાનો ત્રીસ-ચાળીસ વરસનો નહીં પણ ત્રણસો-ચારસો વર્ષનો છે.

કાકા કાલેલકર

# સંપાદકના બે બોલ

: ૧ :

વિદ્યાર્થી જીવનમાં પ્રવેશ કરતાંવેંત જ શ્રી. કાકાસાહેબનાં લખાણોમાં રસ પડવા લાગ્યો. તે એટલે સુધી કે તેમની કેટલાંયે ચોપડીઓ ફરી ફરી વાંચવા છતાં મન ધરાતું નહોતું; એટલે મનમાં વિચાર આવ્યો કે એ જ આનંદને સ્થાયી કરવા માટે એ રસસ્થાનોને એક જુદી નોંધપોથીમાં સંગ્રહી રાખીએ તો એક સરસ સગવડ થાય. વારંવાર બધાં પુસ્તકો શોધવાં ન પડે અને એ સાહિત્ય કૃતિઓનો રસાસ્વાદ મળ્યાં કરે.

તે જ અરસામાં સાહિત્યના અભ્યાસ કરતાં વારંવાર વાંચવામાં આવતું કે Style is the man— "શૈલી પરથી માણસનું વ્યક્તિત્વ વરતાય છે. શૈલી શીલનું જ એક અંગ છે." એટલે જાણીતા લેખકોની શૈલી ઉપરથી તેમનું જીવન કેવું છે અને તેઓ આવું કેમ લખી શકે છે એ જાણવાની ઉત્કટ જિજ્ઞાસા જાગી.

તેવી રીતે તૈયાર કરેલી આ નોંધપોથી સન ૧૯૩૮માં પૂ. કાકાસાહેબના પ્રસંગમાં આવતાં તેમને મેં બતાવી. તેમને તે ગમી. મેં જ્યારે તે જ નોંધપોથી ઉપર તેમના હસ્તાક્ષર માગ્યા ત્યારે તેમણે મને લખી આપ્યું કે "મને ઓળખવા માંગો તો મારું જીવનકાર્ય પોતાનું કરવું પડશે." સાચે જ મોટા માણસોનાં જીવન અને કાર્યમાં ભેદ હોતો નથી. કાર્ય એ જ એમનું જીવન હોય છે અને જીવન એ જ એમનું કાર્ય હોય છે. આ સંગ્રહ એની સાક્ષી પૂરે છે. તે નોંધપોથીને પુસ્તક આકારે પ્રસિદ્ધ કરવાની મેં તેમની રજા માગી અને તેમણે વત્સલ શિક્ષકની ઉદારતાથી તુરત જ હા પાડી. ત્યાર પછી કેટલાંયે કારણસર એ વિચાર મનમાં જ રહ્યો.

આમ જે વિચાર વર્ષો સુધી મનમાં ઘોળાયા કર્યો તેને આજે આ પુસ્તક આકારે આપવામાં મૂકતાં સ્વાભાવિક રીતે આનંદ થાય છે અને તે સાથે જ કૃતકૃત્યતાની લાગણી પણ અનુભવાય છે.

: ૨ :

કાકાસાહેબે એમની લેખન પ્રવૃત્તિમાં ઘણા વિષયો ઉપર પ્રસંગોપાત લખ્યું છે. તેઓ પોતે કહે છે તેમ તેમનું ઘણુંખરું લખાણ પ્રસંગ પરત્વે જ

લખાયું છે. એટલે તેમનાં લખાણોમાં જે ચિરંજીવ અથવા સ્થાયી તત્ત્વ છે તેને અહીં તારવી કાઢવાનો મેં એક નમ્ર પ્રયત્ન કર્યો છે. તેમ કરવાં જતાં તેમનું કેટલું લખાણુ મારી દૃષ્ટિ આડ રહી જવાનો સંભવ છે—તેમનું કેટલુંયે લખાણુ માસિકોની જૂની ફાઈલોમાં પડયું છે—જે મને ઉપલબ્ધ થયું નથી. છતાંયે મને જેટલું મળ્યું છે, તેને મેં મારી રીતે સંઘરીને ગુજરાત સમક્ષ રજુ કરવાની ધૃષ્ટતા કરી છે. કાકાસાહેબનાં બધાં જ લખાણોમાંથી બધી જ સારી કંડિકાઓને આ સંગ્રહમાં ઉધ્ધૃત કર્યાનો હું દાવો કરતો નથી, પણ જે વિચારમાં આર્યતા અથવા ઉદાત્ત અને પરમમંગલ કલ્યાણકારી ભાવના નીતરે છે એવા થોડાક ફકરાઓને મેં પસંદગી આપી છે.

સાહિત્યની બાબતમાં “શું કહ્યું છે” એ જેટલું મહત્ત્વનું છે તેટલું જ “કેવી રીતે” કહેવામાં આવ્યું છે એ પણ મહત્ત્વનું હોય છે. માટે દરેક ફકરામાં વિચારનો એક એકમ—Unit of thought—આવી જાય એની કાળજી રાખી છે.

જેણે જીવનનાં અનેકવિધ પાસાંઓ વિષે ખૂબ વિચાર અને મનન કર્યું છે એવા પુરુષોની અનુભવવાણીમાંથી સાહિત્યનું તેજ આપોઆપ પ્રગટે છે. એ જે કાંઈ લખે છે તે સાહિત્ય જ થઈ જાય છે. એટલે એમાંથી શું લેવું અને ન લેવું એ એક મોટો કઠણ પ્રશ્ન થઈ જાય છે.

: ૩ :

પૂ. કાકાસાહેબે આ આખો સંગ્રહ ફરી જોઈ જવામાં મદદ ન કરી હોત તો આ સંગ્રહ બહાર ન જ પડી શકયો હોત.

કેટલાયે સળંગસૂત્ર લેખોમાંથી ફકરાઓ ઊંચકી લેતાં તેમાં લેખકની વિચારસરણીને અન્યાય થવાનો પૂરેપૂરો સંભવ રહે છે તે બાદ કરતાં પણ કેટલાંયે મુદ્રણદોષો અને સંપાદનની ખામીઓ રહી જવા પામી હશે તેની જવાબદારી મારી છે.

આપણે ત્યાં આવું સંકલિત સાહિત્ય જૂજ છે એમ કહીએ તો ચાલે. સાહિત્યરસિકો જો આ પ્રયત્નને આવકારશે અને સાહિત્યનાં અભ્યાસીઓને આ સંગ્રહ ઉપયોગી નિવડશે તો હું મારો પ્રયત્ન સફળ થયો માનીશ.

કનુભાઈ વોરા

# ક્રમ

## ૧. જીવન



## ૨. સાહિત્ય



## ૩. કેળવણી

## ૪. કળા



## ૫. તત્ત્વચર્ચા

## ૬. સામાજીક પ્રશ્નો



## ૭. ધર્મ



## ૮. સંસ્કૃતિ



## ૯. પ્રવાસ-વર્ણન



## ૧૦. પ્રાસંગિક અને પ્રકીર્ણ

મને ઓળખવા માગો તો
મારું જીવન ક્યાંય પોતાનું
કરવું પડશે।

કાકા કાલેલકરના
સપ્રેમ શુભાશિષ

## આ પુસ્તકમાં દરેક કંડિકાની નીચે આપેલાં સંદર્ભ ગ્રંથોની ટૂંકાવેલ નામોની યાદી

| | |
|---|---|
| અ. ન. | અવારનવાર |
| ગી. ધ. | ગીતાધર્મ |
| જી. આ. | જીવનનો આનંદ |
| જી. પ્ર. | જીવનપ્રદીપ |
| જી. ભા. | જીવન ભારતી |
| જી. વિ. | જીવન વિકાસ |
| જી. સં. | જીવન સંસ્કૃતિ |
| ર. આ. | રખડવાનો આનંદ |
| લો. મા. | લોકમાતા |
| સ્મ. યા. | સ્મરણયાત્રા |
| હિ. પ્ર. | હિમાલયનો પ્રવાસ |

જીવનનો અર્થ જ છે હૃદયનો વિકાસ,
જ્ઞાનનો વિસ્તાર અને કૌશલ્યની પરિસીમા.
જો આ ત્રણે બાબતોમાં આપણી ઉત્કૃષ્ટતા
વધે તો આપણે આગળ વધ્યા છીએ.
નહીંતર આપણો વેપાર નકામો ગયો.

આપણે કેટલાં હૃદયોમાં પ્રવેશી શક્યા
અને કેટલી વ્યક્તિઓની સાથે આત્મક્ય
અથવા અભેદ સ્થાપી શક્યા એ જ ખરું
જોવાનું છે. જી. પ્ર. ૧૯

મારી સાથે તારો પણ વિનાશ થશે એમ કહીને સમાધાન મેળવવું એ કાપુરુષનો સ્વભાવ છે.

પોતાના જીવનનો ઉત્કર્ષ સાધવો અને બીજાના ઉત્કર્ષમાં નમ્રપણે સહાયભૂત થવું એમાં જ મહત્તા છે.

જી. સં. ૧૧

## જીવનની સાર્થકતા

કેટલાક લોકોને લાગે છે કે દુનિયામાં કશાની જ પરવા ન રાખવી, કશું જ કમાવવું કે કરવું નહિ, અને બધા જ વહેવાર છોડી દેવા એ બધાં નિસ્પૃહતાનાં લક્ષણ છે. પરંતુ એ વાત સાચી નથી. જીવનનો જ ત્યાગ કરો તો જીવન કૃતાર્થ કેમ થાય?

જીવન શુદ્ધ, સમૃદ્ધ અને પારમાર્થિક કરવું એ જ તેને કૃતાર્થ કરવાનો ઉપાય છે.

ગી. ધ. ૧૦૨

  

## ત્યાગની યોગ્યતા

બુદ્ધ ભગવાનનું અથવા સમર્થ રામદાસનું ચરિત્ર વાંચીને કોઈ યુવાનને ગૃહત્યાગ કરવાનો વિચાર થાય એ સંભવિત છે. પણ તેણે ધ્યાનમાં રાખવું કે જે હૃદયનો મહાવીર હોય તે જ સફળ ત્યાગ કરી શકશે. સરસ્વતીચંદ્ર બનવામાં શ્રેય નથી.

જો ત્યાગ કરો તો એ ત્યાગને લાયક બનો.

કા. લે. ૧૨

## જીવનની ગૂઢતા

મનુષ્ય–જીવનનો આપણને જેટલો અનુભવ થાય છે તેના કરતાં એ અધિક ગહન છે. મનુષ્ય-જીવન જો આપણને પૂરેપૂરું સમજાય તો પ્રગતિને અવકાશ જ નહિ રહે. બધાના હાથનાં બધાં પાનાં જોયા પછી જેમ પત્તાં રમવામાં મજા રહેતી નથી તેમ જીવનનો આનંદ પણ રહે નહિ. દરિયાના પાણીમાં તરતા હિમનગ જેમ ઉપર દેખાય છે તેના કરતાં આઠ કે નવગણા પાણીમાં હોય છે. એ જ પ્રમાણે મનુષ્ય જીવન જેટલું ઉપર દેખાય છે તેના કરતાં ઘણું ગૂઢ અને અજ્ઞાત હોય છે. અલબત્ત આ ગૂઢ જીવનનો અનુભવ બધાને એક સરખો થતો નથી. તેમાંયે કેટલાક લોકોને જે કાંઈ અલૌકિક અનુભવ થાય છે તેને તેઓ તર્કસિદ્ધ કરીને આપણને બતાવી શકતા નથી.

મરાઠી સાહિત્ય સંમેલન, કલ્યાણના પ્રમુખપદેથી

## કર્મ એ જ ખરૂં જીવન

આધ્યાત્મિક દૃષ્ટિએ જોઈએ તો જીવનની ખરી કિંમત જીવન જીવવાની પદ્ધતિમાં રહેલી છે, જીવતાં ભેગી કરેલી સંપત્તિમાં નથી. તેથી ગીતાએ માણસને કહ્યું છે કે તારા જીવનનો મહત્ત્વનો ભાગ તારું કર્મ છે. સાચું પરાક્રમ, સાચો પુરુષાર્થ, સાચું આર્યત્વ તારા કર્મમાં છે કર્મમાંથી પેદા થતા ફળો ને એ મહત્ત્વ ન અપાય. રસ્તા પરથી ગાડું જાય છે ત્યારે તેની વાટથી જેમ પાછળ ચીલો પડે છે. તેમ કર્મની પાછળ તેનું ફળ ચાલતું આવે છે. તે ફળની કિંમત કેટલી? એ ફળનો લોભ કરનારા લોકોને સાચે જ પામર કહેવા જોઈએ. कृपणाः फलहेतवः।

ગી. ધ. ૧૫૪

જીવવું કેવી રીતે તે સમજવું એ જ સૌથી મોટી કળા છે.

કેટલું અથવા શું જીવ્યા એ બહુ મહત્ત્વનું નથી કેવી રીતે જીવ્યા તે જ વિચારવા યોગ્ય હોય છે.

જી. આ. ૨૮૦

## જીવન અને કળા

જીવનની સફળતા શામાં રહેલી છે? કેવું જીવન ગાળવાથી આપણે નિષ્પ્રાણ ન થઈએ, હીન ન થઈએ, વિનાશના યાત્રી ન થઈએ, એ પ્રથમ નક્કી કરવું જોઈએ, અને પછી એવા મંગલ અને તેજસ્વી જીવનને અનુકૂળ એવી શુભ કળાઓ ખીલવવી જોઈએ. ઇન્દ્રિયોનું પોતપોતાના વિષયો તરફનું આકર્ષણ સ્વાભાવિક છે. એ આકર્ષણને જ જો કોઈ કળાવૃત્તિ માની બેસે, એને જ જો કોઈ રસિકતા સમજી લે તો સમજવું કે તેણે આપઘાત કર્યો છે અને કળાનું અપમાન કર્યું છે. કળાનો વ્યાપાર ઇન્દ્રિય ગોચર હોય છે ખરો, પણ એનો કલાત્મક આનંદ વિષયાતીત હોવો જોઈએ.

જી. આ. ૨૨૬

## કીમતી જીવન

માણસ આખો દિવસ પોતાનું મન ગંભીર કામમાં નથી પરોવી શકતો. તેને આરામની–વિશ્રાન્તિની–તેમ જ વિનોદની આવશ્યકતા રહે છે એ ખરૂં છે. એની સાથે એ પણ એટલું જ ખરૂં છે કે જિંદગીની એક પળ પણ વ્યર્થ ન ગુમાવી શકાય. દુનિયાનું સહિયારું દુઃખ એવડું ભારે છે કે દરેક સમજુ માણસની જિંદગીની એક એક ક્ષણ એ દુઃખ દૂર કરવા માટે જરૂરની છે. જ્ઞાનનું ક્ષેત્ર એટલું વિશાળ છે અને આપણું જીવન એટલું ટૂંકું છે કે જિંદગીની દરેક પળ જ્ઞાનપ્રાપ્તિમાં અથવા એના ચિંતનમાં જવી જોઈએ. આવો સાચો પુરુષાર્થ એ જ મોક્ષની ખરી સાધના.

જી. વિ. ૭૭૧

## જીવનની ખોટી કલ્પના

જે માણસ પોતાને જ દુનિયાનું મધ્યબિંદુ કલ્પે છે તેને ભાગે હમેશાં દુઃખ જ હોય છે. પૃથ્વીને જ વિશ્વનું મધ્ય કલ્પતું જ્યોતિષશાસ્ત્ર જેમ ખોટું છે તેમ પોતાને મધ્ય કલ્પીને બાંધેલી જીવન વિષેની કલ્પના પણ ખોટી હોય છે. આવે ખોટે નકશે જે ચાલે એને તો ડગલે ને પગલે અથડાવાનું જ હોય. સ્મ. યા. ૧૨૫

## પ્રાર્થનામય જીવન

આદર્શ જીવન પ્રાર્થનામય થવું જોઈએ. સત્યવાદી માણસ જેમ અખંડ સત્યપરાયણ હોય છે, પ્રેમી જેમ પ્રેમમય હોય છે અને એના પ્રેમની ધારા અખંડ વહ્યાં જ કરે છે, તેમ મનુષ્યનું જીવન ઈશ્વરની સંનિધિ અનુભવતું અને તેથી સતત પ્રાર્થનાના વાતાવરણમાં ચાલતું હોવું જોઈએ. સેવક જેમ સેવાભાવ લઈને જ વર્તે છે, મિત્ર જેમ સ્નેહવૃત્તિ અખંડ ટકાવીને સંબંધ બાંધતો રહે છે, તેમજ ઈશ્વરનો અને પોતાનો સંબંધ જેવો કલ્પેલો હોય તે પ્રમાણે ઈશ્વરની સંનિધિમાં જાગરૂકપણે જીવતા રહેવાનો પ્રયત્ન કરવો એ છે પ્રાર્થનામય જીવન.

શ્વાસ ચાલે છે, નાડી ચાલે છે, હૈયાના ધબકારા ચાલે છે તેમ જ અખંડ પ્રાર્થના ચાલતી હોય ત્યારે જ જીવન ઉન્નત થયું એમ સમજી શકાય.

અ. ન. ૧૯૦



## અહિંસક જીવન

કુદરતી રીતે જ માણસનું જીવન નિરપવાદ સુખમય હોતું નથી. જન્મ-જરા-વ્યાધિથી માણસ હેરાન રહે જ છે. ઈષ્ટનો વિયોગ અને અનિષ્ટનો સંયોગ પણ જીવનમાં છે જ. આટલા દુઃખો અને મૃત્યુ અપરિહાર્ય ગણાય.

પણ માણસે પોતાની મેળે કાંઈ ઓછાં દુઃખો ઉપજાવ્યા કર્યાં નથી. માણસ જો સંતોષ અને નમ્રતા કેળવે તો મનુષ્યજાતિનું નેવું ટકા દુઃખ ઓછું થઈ જાય. આજે દેશ દેશ વચ્ચે અને કોમ કોમ વચ્ચે જે કલહ ચાલી રહ્યો છે અને મૃત્યુ પહેલાં જ આપણે આ સૃષ્ટિ ઉપર જે નરક ઉપજાવીયે છીએ, તે તો એકલી અહિંસાવૃત્તિથી જ આપણે અટકાવી શકીયે.

એક લેખમાંથી



વિસ્મૃતિ એ પ્રાણ ક્ષીણ થયાનું લક્ષણ છે.

અ. ન. ૧૩

## ઉત્કટતા એ જ જીવન

કેટલાક સો વરસ જીવે છે. કેટલાક ચાળીસ વરસમાં જ પોતાની જીવનયાત્રા પૂરી કરે છે, અને કેટલાક તો જાઉં છું એમ કહેવા પૂરતા જ આ દુનિયામાં આવે છે. બધાને ભાગે સરખું જીવવાનું નથી હોતું. જીવનારાઓમાં પણ ચોવીસ કલાકમાં કેટલાક ઓછું જીવે છે, કેટલાક ઠીક ઠીક જીવે છે અને કેટલાક તો ચોવીસે કલાક પૂરેપૂરા જીવી બતાવે છે ચોવીસ કલાક વીતાડયા, હાંકી કાઢયા, પૂરા કર્યાં, એટલા પરથી કાંઈ માણસ ચોવીસ કલાક જીવ્યો ન કહેવાય. જીવન કાળગણના પર આધાર નથી રાખતું પણ એકાગ્રતા પર, વ્યાપકતા અને ઉત્કટતા પર આધાર રાખે છે.

આશ્રમમાં આપણે રોજ પ્રાર્થનામાં નિયમિતપણે અર્ધોપોણો કલાક ગાળીએ છીએ. એટલો વખત ગાળવો જ એમ આપણે નક્કી કર્યું છે, બધા રોજ એક એક ભજન સાંભળે છે અને બોલે છે, એટલી સગવડ તો છે જ. એટલો વખત જો ભજન ધ્યાન દઈને સાંભળીએ, ધ્યાન દઈને બોલીએ તો સંગીતમાં આપણી ઠીક ઠીક પ્રગતિ થઈ શકે છે. પણ આળસુ મન, ચોર મન, મરણઘેલું મન કહે છે કે આપણે ક્યાં સંગીતજ્ઞ થવું છે? એટલો ભાગ આપણે માટે નથી. આમ વખત આપતાં છતાં મન નહિ આપવાથી એટલો કાળ આપણે ઓછું જીવીએ છીએ અથવા બીલકુલ જીવતાં જ નથી.

જીવનની આ શિથિલતા એ એક જાતનો રોગ છે. એ જોતજોતામાં વધુ ફેલાય છે. સામાન્ય રોગથી તો એક જ વાર મરવાનું હોય છે. આ રોગથી તો આપણે લાગલાગટ મરતા જ રહીએ છીએ. જેટલું ધ્યાન ઓછું તેટલું જીવન મંદ.

આપણી આસપાસ આખી દુનિયા પથરાયેલી છે. આર્થિક, સામાજીક, ધાર્મિક રાજકીય અનેક ઘટનાઓનો પ્રવાહ ચાલ્યો જાય છે. અથવા અસંખ્ય ઘટનાઓના ધાગા નવી નવી રીતે વણાતા જઇ જીવનની એક અદ્ભૂત ભાત વણાય છે. આમાં આપણું ધ્યાન જેટલું વધારે તેટલું આપણે જીવ્યા. શેરડીમાં રસ ભરેલો છે. જેટલો રસ વધારે કે ઓછો ચૂસીએ એટલો જ આપણો.

આપણી આસપાસ અનેક સંસ્કારી લોકો વસે છે. તેમની ભાષાશુદ્ધિ, ીશુદ્ધિ, વર્તનશુદ્ધિ વિવેકશુદ્ધિ જોઈને આપણને તેમના પ્રત્યે માં આદર ઉપજે છે. એમનું નિરીક્ષણ જેટલું કરીએ, સમજણ- ક એમનું અનુકરણ જેટલું કરીએ, તેટલી સંસ્કારિતા આપણામાં વવાની. તેઓ કદી એમ નથી કહેતા કે અમારા તરફ જુઓ ; અમારું અનુકરણ કરો નહિ. આપણું ધ્યાન હોય તો આપણે યા; નહિ તો ગફલતમાં તણાઈ ગયા.

મહાન પુરૂષોના કાળ કે યુગમાં હસ્તી ધરાવવી એમાં કાંઈ જ મહત્વ ભાગ્ય નથી. મહાન પુરૂષોને ઓળખવા, પોતાની શક્તિ જેટલું નાં સત્કાર્યોનું અનુકરણ કરવું નૈતિક શક્તિમાં તેમના જેવા ાની મહત્વાકાંક્ષા રાખવી એનું નામ તે જીવન. એવો પ્રયત્ન નાર લોકોને જ મહાપુરુષોના સમકાલીન કહી શકાય.

જેટલે દરજ્જે ગફલતમાં રહ્યા, તેટલે દરજ્જે આપણે મરણની યતિમાં રહ્યા. માટે જ બુદ્ધ ભગવાને કહ્યું છે—

अप्पमादो अमतपदं, पमादो मच्चुनो पदं ।

અપ્રમાદ એટલે કે જાગરુકતા એ અમૃતપદ છે.
પ્રમાદ એટલે કે ગફલતા એ મૃત્યુનો માર્ગ છે.

જી. સં. ૧૭૮

## રસતમ વિષય

જીવન અને સંસ્કૃતિ આ બે શબ્દો ધર્મ જેટલા જ અર્થ-ઘન મને જીવન-સમૃદ્ધ છે. એમાં ન આવી શકે એવું કશું નથી. માણસના અધ્યયન માટે ઘણા વિષયો છે પણ સૌથી વ્યાપક, સૌથી રોચક અને નાનપણથી ઘડપણ સુધી અખંડેક રસ એવો વિષય ો માણસ માટે મનુષ્ય-જીવન જ છે.

જીવન છીછરૂં હોય કે ઊંડું હોય, પ્રસાદમય હોય કે વિષાદમય, કૃતાર્થ હોય કે વ્યર્થ, માણસને એમાં રસ પડવાનો જ.

જી. સં. ૫

## જીવન-ચક્ર

તપ, ભોગ અને યજ્ઞ—ત્રણ મળીને એક જીવન ચક્ર થાય છે.

કામનાથી પ્રેરિત થઈ માણસ સંકલ્પ કરે છે. એ સંકલ્પ પાર પાડવા માણસ જે જે પ્રવૃત્તિ કે પરિશ્રમ આદરે છે તે બધું તપના નામે ઓળખાય છે. આ પ્રવૃત્તિ સ્વતઃ એટલે કે પોતાની ખાતર પ્રિય હોય છે એમ નથી. પણ સંકલ્પસિદ્ધિની આશાને લીધે જ માણસ તેટલી પ્રવૃત્તિ ખુશીથી અથવા ઉત્સાહથી ઉપાડી લે છે. આ તપને અન્તે ફલપ્રાપ્તિ થાય છે. ફલપ્રાપ્તિ પછીની ક્રિયા તે ભોગ. ફલભોગ આપણે ધારીએ છીએ તેના કરતાં ગૂઢ વસ્તુ છે. ફલોપભોગમાં એકલી તૃપ્તિ જ હોત તો તેમાં જ માણસને આત્મ-સાક્ષાત્કાર થઈ જાત. પણ ફલોપભોગના આનંદમાં જ વિષણ્ણતા રહેલી છે.

દરેક આનંદમાં આપણે અજાણતાં આત્માને મેળવવા ચાહીયે છીએ. કામનાતૃપ્તિથી મળેલા આનંદ પછી એક ક્ષણને માટે મોહનો સન્તોષ મેળવીને અન્તર કહે છે "મારે જોઈતું હતું તે આ નથી." આટલાથી ચેતીને જો માણસ કામના-વિમુખ થાય તો તેને આત્મ-પ્રાપ્તિનો રસ્તો જડે. પણ સત્યનું મુખ સોનાના ઢાંકણાથી ઢાંકેલું હોય છે. એક સંકલ્પ પૂરો થયો હોતો નથી ત્યાં તેમાંથી જ બીજો સંકલ્પ ઉદ્દભવે છે. આ રીતે ફરી નવી પ્રવૃત્તિમાં નવા તપમાં, અને નવા ભોગમાં માણસ તણાય છે.

આમાં યજ્ઞને સ્થાન ક્યાં આવ્યું? દરેક ભોગ, કામનાથી કરેલું દરેક તપ એ કુદરત પાસેથી લીધેલું ઋણ છે. તે પાછું અદા કર્યાં પછી જ માણસ ઋણમુક્ત થાય છે. મારે અન્ન ખાવું છે, તેટલા માટે હું જમીન ખેડું છું, તેમાં બીજ વાવું છું. લણણી સુધી ખેતરમાં મહેનત કરું છું. આમ પાક મેળવીને જમીનનો જેટલો કસ મેં ખેંચી લીધો તેટલો જ જમીનને પાછો આપવો, જમીનને એની મૂળની સ્થિતિ પાછી આપવી એ યજ્ઞકર્મ છે.

ગીતા કહે છે, આવું યજ્ઞ કર્મ જે ન કરે તે સમાજનો ચોર છે; તે શરીરને તકલીફ આપવા માગતો નથી. (अघायुः अिन्द्रिय-आरामः) સમાજની સેવા લે છે, પણ યજ્ઞ કરતો નથી તેનો આ ભવ બગડે છે. પરલોક તો તેને માટે ક્યાંથી જ હોય?

કા. લે. ૩૨૦

## જીવનનું સંપૂર્ણ સમક

જીવનમાં એવી એક પણ ઘટના નથી કે જેનું વિકાસની દૃષ્ટિએ મહત્વ ય. સામાન્યમાં સામાન્ય ગણાતી બીના પાછળ પણ મહાન રહસ્ય ેલું હોય છે. ફક્ત આપણને એ જોતાં કે દોહતાં આવડવું જોઈએ. કાર જેમ કુદરતી ખરબચડા પત્થરમાં લાવણ્યમયી મૂર્તિ જૂએ છે પછી તે ઘડે છે, ભૌતિકશાસ્ત્રી જેમ સૂક્ષ્મ બીજમાં મહાનવૃક્ષોનો ાર જુએ છે, તેવી જ રીતે જીવન-તત્વજ્ઞાની સામાન્ય પ્રસંગમાં મહાન સિદ્ધાંતો સંકળાયેલા જૂએ છે. સિદ્ધાંત કે રહસ્યની એ નિહાળતાં એ પ્રસંગોનું સામાન્યપણું મટી જઈને એમાં ાધારણ ગાંભીર્ય એને જડી આવે છે. આ દૃષ્ટિ ટોલસ્ટોય પાસે મથી જ હતી અને તેથી નવલકથાકારની કળા એનામાં સ્હેજે ખીલી.

જી. ભા. ૪૨૪

  

## કરોડોનો જીવનનો આનંદ

જીવનનો આનંદ દરેક માણસને જુદા જુદા ક્ષેત્રોમાં જડે છે. ઘણા લોકોને વું, પીવું, આરામ કરવો અને છોકરાં છૈયાં વચ્ચે રહેવું એમાં જ નંદ હોય છે. રાષ્ટ્ર જો દુર્દૈવમાં ન સપડાયું હોય અથવા એને કોઈ ામ્ય મહત્ત્વાકાંક્ષા ન વળગી હોય તો આજ સ્થિતિ સ્વાભાવિક એમ માનવાને વાંધો નથી. સુખી નિશ્ચિંત કૌટુમ્બિક જીવનમાં ર્મના કેટલાક સંસ્કારો, જ્ઞાનની સહેજસાજ નિષ્ઠા અને સહેજે પ્રાપ્ત ાલી સમાજસેવા એટલું ઉમેરીએ એટલે જીવન સંપૂર્ણ થયું. કરોડો કો માટે આથી વધારે ઉત્કટ જીવન હોતું નથી.

જીવનની સ્વાભાવિકતામાં કુદરત સાથેનો થોડો ઘણો પરિચય તો, ાાંવહાલાંને મળવાને કાજે અથવા યાત્રા ઉત્સવને પ્રસંગે કરેલી ડીક મુસાફરીદ્વારા, હોય જ છે; અને ધાર્મિક સંસ્કારોના વિધિઓ ને પૂજાઓ, વ્રતો અને ઉત્સવો વિગેરે એમાં આવવાથી સ્થાવરપણાના ષો નીકળી જાય છે. સામાન્ય માણસનું જીવન આટલામાં કૃતાર્થ ય છે.

જીવનના આનંદની પ્રસ્તાવનામાંથી

## સઢનો સંદેશો

જોખમ ખેડવું એ જ જીવનની સૌથી સરસ લહેજત છે. સલામતી એ જીવનનો કાટ છે. કેટલી વિચિત્રતા કે જમીન પરની કોરી હવામાં એ કાટ વધે છે!! અને એને દૂર કરવા માટે ખારી ભેજવાળી હવા જ કામની છે!!

દરિયાપાર જનારા તમે કોળી લોકો ધારો તો આખા દેશનું સુખ ઉજ્જવળ કરી શકો. દેશની આગેવાની પોતાના હાથમાં લેવાનાં સ્વપ્નો તમારે સેવવા જોઈએ. આપણે પછાત છીએ એવો પામર ખ્યાલ તમારા મનને અડવા દેતા નહિ. દરિયાને રત્નાકર કહે છે. એ જ જેની મિરાસ છે, એ જ જેનો વારસો છે, તેના ભાગ્યને મર્યાદા શી? મોત સાથે જે રમી શકે છે તેના ભાગ્યને કશી જ મર્યાદા હોતી નથી. તમે ધારો તો તમે તમારો અને તમારા દેશનો ઉદ્ધાર કરવાની શક્તિ જરૂર કેળવી શકો. તમારા હૈયા સંકુચિત ન જ હોય. ભૂલશો નહી કે વાડ જમીનપર બંધાય છે; પાણી પર વાડો બંધાતી નથી.

દરિયાનું આમંત્રણ મેં સાંભળ્યું છે, સઢનું કાવ્ય મેં અનુભવ્યું છે. વહાણના ડોલન સાથે મારું હૈયું ડોલ્યું છે. સઢ, વહાણ અને મોજાં એ મારે મન કેફી પદાર્થ છે. એનો નશો અનેરો હોય છે. એ નશાનો જે અનુભવ કરી શકે છે તેઓ ભાઈ ભાઈ બને છે. મારા હૈયાના ખળભળાટ અને ઘૂઘવાટનો પડઘો તમારા હૈયામાં પણ જરૂર પડવાનો એ વિશ્વાસે જ હું તમને આમંત્રણ કરું છું કે તમારો સ્વધર્મ ઓળખો અને એની મારફતે વિપુલ પરાક્રમ કરી કૃતાર્થ થાઓ.

સન ૧૯૩૯ કરાડી મટવાડના કોળી વિદ્યાર્થીઓના
સમેલન વખતે પ્રમુખ તરીકે આપેલા ભાષણમાંથી.

## મહત્તાની પારખ

દુનિયામાં મહત્તા દુર્લભ છે એ સૌ કોઈ જાણે છે, પણ એથી યે વધારે દુર્લભ વસ્તુ મહત્તાની પારખ છે.

## મૃત્યુનું તર્પણ

જે માણસ કોઈ પણ હાલતમાં જીવવા જ માગે છે તેની શરીર-નિષ્ઠા તો સ્પષ્ટ છે. પણ જે કોઈ કેવળ જીવનની સૂગથી અથવા કેવળ મરવાને કારણે મરવા ચાહે છે, એનામાં પણ વિકૃત શરીર–નિષ્ઠા જ છે એમ આપણે જાણવું જોઈએ. જીવન જેમ કેવળ સુખમય નથી તેમ કેવળ ભારરૂપ પણ નથી. જીવન તો એક સાધના છે. આટલું દર્શન જેને થયું એ જ સાચો દર્શન-શાસ્ત્રી છે. જે મરણથી બીએ છે તેમ જ જે મરણ ચાહે છે તે બન્ને જીવનનું રહસ્ય સમજતા નથી. વ્યાપક જીવનમાં તો જીવવું અને મરવું એ બેનો એક સાથે અન્તર્ભાવ થાય છે. જે રીતે ઉન્મેષ અને નિમેષ બન્ને ક્રિયાઓ મળીને જ જોવાની એક પૂરી ક્રિયા થાય છે. સૃષ્ટિ નિહાળતા આંખો પલકારા બીડે છે અને ઉઘડે છે એનું જેટલું મહત્વ છે તેટલું જ જન્મ–મરણનું મહત્વ વિશાળ જીવનમાં છે.

પાકટ અનુભવ એ જીવનનું પરિપકવ ફળ ભલે હોય. પણ તેમાં પુરૂષાર્થનું તો મોત જ છે. જરૂર જેટલું જ્ઞાન, ઓછો-વત્તો અનુભવ, ઘણીખરી કલ્પના, અદમ્ય ઉત્સાહ, અજ્ઞાત ભવિષ્યમાં ભૂસકો મારવાની લહેજત અને જરૂર પડયે મહાન સંકલ્પ પાછળ આખું જીવન વેડફી નાખવાની તમન્ના એ બધું ભેગું થાય અને કોઈ ઉજ્જવળ આદર્શ જાદુઈ અસરથી ખેંચતો હોય ત્યારે જ જીવન પરાક્રમી થવાનું.

કુમાર માસિકમાંથી

## વસંત

વસંતના ઉલ્લાસ વખતે સંયમની ભાષા શોભતી નથી. પણ એ જ પ્રસંગે તેની અત્યન્ત જરૂર હોય છે. ક્ષીણ થયેલો માણસ પથ્ય સાચવે એમાં શી નવાઈ? એમાં શો પુરુષાર્થ? માંડમાંડ જીવવું એમાં શું સ્વારસ્ય?

જાળવેલો વસંત એ જ જીવનનો લ્હાવો છે.

કા. લે. ૧૫૪

## જીવનં કળી

સ્વાભાવિક જીવન સંકુચિત હોય કે વ્યાપક હોય એ એકાંગી થઈ શકતું જ નથી. ફૂલ જ્યારે ખીલે છે ત્યારે એક એક પાંખડી કરીને એ પૂરૂં થતું નથી પણ કળીના રૂપમાં બધી જ પાંખડીઓને લઈને એ જન્મે છે અને એક સામટું ખીલતું જાય છે. જીવનનું પણ એમ જ છે. આગ્રહી ધર્મ કોઈક કોઈક વાર જીવનપુષ્પની અમુક જ પાંખડીઓ વિકસાવવા માંડે છે અને કેટલીક પાંખડીઓ કઠોરપણે તોડી પણ નાંખે છે. સંસ્કૃતિનું એવું નથી. જીવનને વફાદાર રહીને જ એ જીવન-શુદ્ધિ અને જીવન-સમૃદ્ધિ સાધવા મથે છે.

જી. સં. ૫

## આજીવિકા માટે પરિશ્રમ

આજીવિકાને માટે જેઓ શ્રમ કરતા નથી તેમનામાં જો રોગ, જડતા, અને પાપનો પ્રવેશ ન થાય તો અધ્યાત્મશાસ્ત્ર જ ખોટું છે, એમ કહેવું જોઈએ. "ઉદ્યોગ ધંધા કરવાથી પૈસા સાથે સંબંધ બાંધવો પડે છે, દ્રવ્યને અડો એટલે લોભ વધે, લોભથી દ્રોહ ને મત્સર પેદા થાય, અને બધાં પાપોને માટે દરવાજા ખૂલી જાય છે, માટે ઉદ્યોગધંધા સાથે જ છૂટા છેડા કરો અને કેવળ ભિક્ષા પર રહો," એવો બાયલો રસ્તો કેટલાક બૌદ્ધોએ, જૈનોએ, વૈષ્ણવોએ સનાતનીઓએ, રોમન કેથોલિકોએ અને ઇસ્લામી ઓલિયાઓએ લીધો, એ બધા પ્રયોગોનો ખરેખરો ઈતિહાસ અને પરિણામ શાસ્ત્રીય દૃષ્ટિથી લખી કાઢવામાં આવે તો આપણું આજ સુધીનું ધર્મશાસ્ત્ર ઘણું બદલી નાંખવું પડે. સત્વસંશુદ્ધિની શુદ્ધ કલ્પના તરફ જોઈએ તેટલું ધ્યાન આપણે આપ્યું જ નથી.

ગી. ધ. ૧૫

જીવનમાં નિર્ધનતા એ દુઃખ કે હાનિ નથી, પણ નીરસતા દાખલ અને સહન થવી એ જ મહા હાનિ છે.

કા. લે. ૫૭૩

# જીવનયોગ

કોઈ કોઈ માંદા માણસો પરિણામ જાણતાં છતાં કુપથ્ય આહાર કરે છે તેનું કારણ શું? પોતાની તબિયતને અત્યંત નુકસાન કરનારું છે એમ જાણતો હોવા છતાં, આવો માણસ નાટક જોવાને માટે, ઉજાગરો કરે છે, અમુક પદાર્થ ખાવાથી તબિયત એકાએક બગડી આવશે એવી ખબર હોવા છતાં તે પદાર્થ ખાવાનો મોહ તે રોકી શકતો નથી. આનું કારણ શું?

એનું કારણ એટલું જ કે તેની વાસનાઓ અને તેની સમજ એ બેનો મેળ નથી. વેદાંતીઓ કહે છે કે બ્રહ્મ સત્ય છે અને જગત માયા છે પણ વહેવારમાં પડેલા લોકોને જગત જ સત્ય લાગે છે અને ગમે તેટલી તર્કની દલીલોથી સિદ્ધ કરો તો પણ તેમને બ્રહ્મ જ માયારૂપ લાગે છે. તેથી જ તેઓ બ્રહ્મજ્ઞાનને છોડીને વહેવારમાંથી મળેલા જ્ઞાનને જ અનુસરીને વર્તે છે. માંદા માણસને આજની અથવા આજ ક્ષણની વાસના તૃપ્તિ જેટલી પ્રત્યક્ષ હોય છે તેટલો આવતી કાલનો તબિયતમાં થનારો બગાડ પ્રત્યક્ષ થતો નથી. પોતાના જીવન સમસ્તની સાથે તેનું તાદાત્મ્ય થયેલું નથી હોતું. પ્રિય અને હિત એ બેમાંથી તેને પ્રિયની જ પ્રતીતિ હોય છે. 'હિત'ભાગની પ્રતીતિ થઈ ન થઈ સરખી જ હોય છે આનું નામ જ ચારિત્ર્યની શિથિલતા અથવા, અસંસ્કારિતા.

એકાદ વસ્તુ બૌદ્ધિક દલીલોથી સમજવામાં આવે તે જુદું અને આગ્રહપૂર્વકના દ્રઢ વિચાર-આચારને બળે હાડમાં ઊતરી ગઈ હોય તે જુદું. તરવાની કળાનું શાબ્દિક જ્ઞાન પુરેપૂરું હોવા છતાં માણસ પાણીમાં તરી નહિ શકે અને તરવાની કળા હસ્તગત,–શરીરગત–થઈ ગયા પછી ડૂબવું જ છે એમ કહીને પાણીમાં પડવા છતાં માણસને ડૂબવું મુશ્કેલ થઈ જાય છે......

માણસનું જીવન સામાજીક હોય છે. સમાજ વગર તેને માણસ રૂપે જીવવાનું અને વિકાસ સાધવાનું લગભગ અશક્ય હોય છે. આમ છતાં તે ડગલેને પગલે સમાજદ્રોહ કરે છે. જે પ્રમાણે માંદો માણસ અપથ્ય આહાર કરીને પોતાનો જ જીવનદ્રોહ કરે છે, તે જ પ્રમાણે સમાજદ્રોહ કરીને માણસ પોતાનો જ જીવનદ્રોહ કરે છે.

સામાજીક જીવનનો સંપૂર્ણ વિચાર કરીને તેમજ સામાજીક હિત અને વ્યક્તિ સ્વાતંત્ર્ય એ બેનો મેળ બેસાડીને જે જીવનશાસ્ત્ર ઘડાયેલું હોય છે તેને જ જૂના લોકોએ ધર્મ નામ આપ્યું છે.

મનુષ્યની સર્વ શુભશક્તિઓ અને વૃત્તિઓનો મેળ સાધીને તેનો વિકાસ કરનારનું તત્વ તે જ ધર્મ. ધર્મના વાતાવરણમાં વ્યક્તિ અને સમાજ એ બેના હિત-સંબંધનો વિરોધ ટકી શકતો નથી. આ અર્થમાં ધાર્મિક જીવન જ માણસનું સર્વાંગ પરિપૂર્ણ જીવન છે. અસંસ્કારી માણસના સર્વ વહેવાર કામથી પ્રેરાયેલા હોય છે. કામ એટલે સર્વ પ્રકારની સારી-નરસી કામનાની તૃપ્તિ કરવા માટેનો આવેગ. આ કામ રૂપી હાથીને અંકુશમાં રાખનારો જે નિયંતા છે, મહાવત છે તે જ ધર્મ નામથી ઓળખાય છે. સુખની પાછળ દોડવું, બાયલાપણાથી દુઃખથી ભાગવું ચારિત્ર્યની હાનિ કરીને મરણમાંથી જાત બચાવી લેવી, આવતી કાલનું નુકસાન કરીને આજની મોજ ઉડાવવી, સ્વકીયોને નુકસાન પહોંચાડી પોતાનો એકલાનો જ સ્વાર્થ સાધી લેવો, એ બધાં કામપરાયણતાનાં લક્ષણો છે. કામસેવનથી માણસને જે સુખ મળે છે તેના કારણે તેનો દેહાત્મભાવ દૃઢ થાય છે અને તેની ચૈતન્યનિષ્ઠા નાશ પામે છે. આ આપત્તિથી દૂર રહી શકાય તેટલા ખાતર ગીતાએ ધાર્મિક જીવન વિષે આગ્રહ રાખ્યો છે. અને धमाविरुद्धो भूतेषु कामोऽस्मि भरतर्षभ। એવો વિવેક ઉપદેશેલો છે. કામ એક બાજુ ખેંચતો હોય ત્યારે હંમેશ તેનું જ કહ્યું ન કરતાં જે યોગ્ય હોય તેને જ વળગી રહેવું એ એક જાતનો યોગ છે. કામ એક શત્રુ છે. તેની દોરવણી ફગાવી દઈ તે દોરવણી ધર્મને સોંપવી એમાં જ જીવનસિદ્ધિ અને જીવનવિકાસ રહેલાં છે. આ કાર્ય કરવાની યુક્તિ અથવા કળા તેનું જ નામ યોગ છે. એ યોગની મદદથી સર્વત્ર સમાન ભાવ રાખીને સર્વ પ્રકારનાં કાર્યોમાં કૌશલ્ય પ્રાપ્ત કરવું અને સર્વ વિશ્વની સાથે પોતાનું તાદત્મય ઓળખવું એ જ માણસાઈનો ધર્મ છે.

ગીતાધર્મમાંથી

## જીવન અને મરણ

આ વિશાળ વિશ્વમાં આપણે માટે જીવનથી વધારે શ્રેષ્ઠ એવી કોઈ વસ્તુ નથી. આપણે જે કાંઈ જોઈએ છીએ કે સાંભળીએ છીએ, જે કાંઈ આપણા મનમાં કે અનુભવમાં આવે છે તે બધું જીવનના ક્ષેત્રમાં આવી જ જાય છે....

અને મરણને શું આપણે જીવનક્ષેત્રની બહાર ગણીશું? ના, મુદ્દલ નહીં. મરણ પણ જીવનની જ એક ઉત્કૃષ્ટ વિભૂતિ છે. જીવનમાં જે કંઈ અપૂર્ણ રહી જાય તે મરણમાં પૂર્ણ અને કૃતાર્થ થાય છે.

દિવસ અને રાત્રિ મળીને જેમ પૂર્ણ દિવસ થાય છે તેમજ જીવન અને મરણ એ બે મળીને સંપૂર્ણ જીવન થાય છે.

દિવસે બધે ધોળો અંધકાર પ્રસરેલો હોય છે, અને તેથી આપણે કેવળ એક સૂર્ય અને પૃથ્વી જ જોઈ શકીયે છીયે. રાત્રે કાળો નિર્મળ પ્રકાશ સર્વત્ર ફેલાય છે, તેથી આકાશ ખુલ્લું દેખાય છે, મોકળું લાગે છે; પરિણામે આપણે અનેક પૃથ્વીઓ અને અનંત સૂર્ય જોવા પામીએ છીએ. રાત્રિનો વૈભવ દિવસના વૈભવ કરતાં અનેક ગણો વધારે હોય છે, અને તેથી જ અનંત સૂર્યોનાં દર્શન થવા છતાં કોઈનો પણ તાપ આપણને સહન કરવો પડતો નથી: અનંત કોટિ સૂર્ય એકત્ર ચળકે છે તો પણ તેઓ આપણને કેવળ શાંતિ જ અર્પણ કરે છે! જી. ભા. ૨૪



જીવનને પરિપૂર્ણ કરવું હોય, પારમાર્થિક સાથે ઐહિક કલ્યાણ સાધવું હોય તો, શ્રી વેદવ્યાસ કહી ગયા છે તેમ—

धर्मार्थकामाः सममेव सेव्याः

કા. લે. ૧૧૫



## અનુકરણ

જીવનમાં શું કે કળામાં શું અનુકરણ એટલે મરણ.

જી. આ. ૨૮૧

# ઇજ્જત વિ. મજૂરી

: ૧ :

ડૉક્ટરે યુવાનને કહ્યું કે તમારે હમણા રોજ ઓછામાં ઓછું ચાર માઈલ ચાલવું જોઈએ, સવારે અથવા સાંજે બે માઈલ જવું અને બે માઈલ આવવું એમ કરશો તો તમારું સ્વાસ્થ્ય સારું રહેશે. જુવાને માની લીધું અને રોજ સાંજે નિયમિત ફરવા જવા માંડ્યું.

વૃદ્ધ પિતાએ વિચાર કર્યો કે જો સાંજની ટપાલ છોકરાની સાથે આપી હોય તો બધાં કાગળો બે માઈલ પર સ્ટેશન પાસે પોસ્ટ ઑફિસ છે તેમાં નાંખી શકાય. પિતાએ છોકરાને કહ્યું, "તું રોજ નિયમિત ફરવા જાય જ છે. સ્ટેશનનો રસ્તો પણ સારો છે. પોસ્ટ માસ્તરના દિકરા સાથે તારે દોસ્તી પણ સારી છે. પછી એ બાજુ જાય છે ત્યારે થોડી ટપાલ લઈ જતો હો તો નોકરને ફેરો ખવરાવવો ન પડે અને કાગળો વખતસર પહોંચી જશે કે નહિ તેની ચિંતા રહે નહિ. નોકરો કોઈ કોઈ વાર ગફલત કરે છે અને પછી કહે છે કે આજે જ મોડું થઈ ગયું."

યુવાનને પિતાની વાત રૂચિ નહિ. ફરવા માટે તે ગમે તેટલી કસરત કરવા તૈયાર હતો. પણ ટપાલ નાખવા માટે રોજ બે માઈલ જવું અને બે માઈલ આવવું એ તો ખેપિયાનું કામ થયું. જો હું આવું કામ કરું તો મારી પ્રતિષ્ઠા શી રહી—અને પછી ફરવાનો આનંદ શો? છોકરાએ અનેક બહાનાં કાઢ્યાં અને ટપાલનું કામ ટાળ્યું.

એવા લોકોને મન જ્યાં ઉપયોગિતા આવી ત્યાં પ્રતિષ્ઠા નષ્ટ થઈ ગઈ, મહત્તા ઓછી થઈ ગઈ અને આનંદ પણ સુકાઈ ગયો!

આવું કેમ થયું? મહેનત મજુરીની મહત્તા મજૂર વર્ગને માટે છે, એમાં ભળી જવું ભદ્ર લોકોની પ્રતિષ્ઠાની વિરૂદ્ધ છે. ભદ્ર એટલે કે ઉજળિયાત લોકોને આજકાલ બૂર્ઝ્વા કહે છે. પોતાના શરીરશ્રમથી લાભ ઉઠાવવો બૂર્ઝ્વા લોકોની શાનથી વિરુદ્ધ છે.

: ૨ :

ન્યાયમંદિરના એક જજ હતા. રોજ સાંજના ન્યાયમંદિરથી પોતાના ઘરે પગે ચાલીને આવતા. પણ એમની પાછળ પાછળ એમની ઘોડાગાડી હળવે હળવે આવવી જ જોઈએ. (એ દિવસોમાં મોટર ન હતી). ન્યાયમૂર્તિ કોઈ દિવસ ઘોડાગાડીમાં બેસતાં નહિ. કોઈ મિત્ર રસ્તામાં સાથે થઈ જાય તો એમની જોડે વાતો કરતા આવતા. વરસાદના દિવસમાં પણ છત્રી લઈને ચાલવાનું જ પસંદ કરતા. કેમકે સાંજના પગે ચાલીને નિયમીત વ્યાયામ કરવાનું એમનું ધ્યેય હતું. ફરવાનું મૂકીને બીજું કોઈપણ શ્રમનું કામ તેઓ કરતા નહિ. પણ સાથે ઘોડાગાડી તો જોઈએ જ. એક દિવસ કોર્ટનું કામ પૂરું થયુ તો પણ ઘેરથી ગાડી આવી નહિ. ખૂબ ગુસ્સે થયા. જ્યાં સુધી ગાડી ન આવી ત્યાં સુધી ફરવા ન જ ઉપડયા.

આમ કેમ? એ માનતા હતા કે ગાડી ન હોવાને કારણે પગ પાળા જાય છે એવો ખ્યાલ બીજા લોકનાં મનમાં આવી જાય તો પછી એમની પ્રતિષ્ઠા ક્યાં રહી? લોકો પાછળ પાછળ આવનારી ગાડી જૂએ તો જ પગે ચાલવાની શોભા. નોકરોને એટલી જ ખબર રાખવાની રહેતી કે ગાડી શેઠની પાછળ બહુ દૂર રહી ન જાય અને બહુ નજદીક પણ ન આવી જાય. જજ સાહેબને પ્રતિષ્ઠાનો સંતોષ હતો. ઘોડા બિચારા આ શું સમજે? નોકરો મનમાં આવી નિરર્થક યાત્રા વિષે શું સમજતા હશે, એ એમણે કોઈ દિવસ કોઈને કહ્યું નહિ.

: ૩ :

ફોજનો એક સિપાઈ હતો. સવારની પરેડ પૂરી કરીને ઘેર જતો હતો. એણે વિચાર કર્યો કે જતાં જતાં શાકબજાર થઈને જાઉં તો મનપસંદ શાકભાજી મળશે. શાક ખરીદીને હાથમાં લઈ એ ઘેર તરફ ચાલવા લાગ્યો. સામેથી એના મેજર સાહેબ આવતા હતા. સિપાઈના હાથમાં શાક જોઈ એ ખૂબ ગુસ્સે થયા. કહેવા લાગ્યા, "ફોજી સિપાઈ હો યા હજામ? ગણવેશ પહેરીને રસ્તેથી જઈ રહ્યા છો અને મજૂરની જેમ હાથમાં આ ચીજો ઉપાડી છે? તને આઠ આના દંડ કરવામાં આવે છે. અને હવે જો કોઈવાર આમ જોવામાં આવશે તો નોકરી છૂટી ગઈ સમજજે."

કેમ? મજૂર તો મજૂર છે માટે એ કોઈનો બોજો ઉઠાવી લઈ જઈ શકે છે. લશ્કરી સિપાઈ લોકોને દબાવવા માટે છે. લોકો પર એણે એવી છાપ રાખવી જોઈએ કે રાજશક્તિનો આ પ્રતિનિધિ છે. એની સામે સામાન્ય લોકોએ દબાઈને જ ચાલવું જોઈએ. ગમે તે માણસ પાસે જબરજસ્તીથી કામ લેવાની એની તાકાત છે. હુકમ થતાં વેંત ગોળી ચલાવીને એ કોઈને પણ મારી શકે છે. અને તો પણ એને કોઈ ખૂની યા જલ્લાદ નહિ કહે. એ સોલ્જર છે, લશ્કરી સિપાઈ છે. એ જો મજૂરની જેમ કામ કરશે—પછી ઘરનું જ કામ કેમ ન હોય—એના ગણવેશની ઇજ્જત નહિ રહે.

* * *

દુનિયામાં બે જાતિઓ છે—એક દબાનારી અને બીજી દબાવનારી. દરેક માણસે પોતાની જાતિના કાયદાનું પાલન કરવું જોઈએ. બ્રાહ્મણ ચંદનનું તિલક કરી બહાર નીકળે છે. હજામ રોજ અસ્રો લઈને નીકળે છે. સુથાર કે લુહાર પોતપોતાની નિશાની હાથમાં લઈને નીકળે છે. ફોજી સિપાઈ, ન્યાયમંદિરનો ન્યાયાધીશ, શ્રીમંતનો છોકરો પોતપોતાની જાતિના નિયમનું પાલન કરવા માટે મુસ્તાક છે. 'શાનકી દુનિયા' આવી જ રીતે ચાલે.

અ. ન. ૧૪૨

  

## સમાન ભાવ

આજની દુનિયા બે જ વૃત્તિ જાણે છે: સવાર થવું અથવા બીજાની સવારી કબૂલ રાખવી. કાં તો ડરીને બીજા તરફ ઊંચું જોવું અથવા અમલદાર બની બીજા તરફ તુચ્છતાથી નીચે જોવું. સમાન ભાવે સીધું સામે જોવું અને પોતાની મર્યાદા રાખવી એ કળા થોડા જ લોકોમાં હું જોઉં છું. જ્યાં મળે ત્યાં ગેરલાભ લેવો અને જ્યાં ન ચાલે ત્યાં નરમ થઈ બીજાને તાબે થવું એ જ સાધારણ નિયમ દેખાય છે.

સ્મ. યા. ૧૨૩

# ઇતિહાસની સનાતન નોંધ

ઈશ્વરે માણસને દૃષ્ટિ આગળ આપી છે, પાછળ નથી આપી. તેથી માણસ આગળ જોઈ શકે છે, પણ પોતાનાં કર્મોના પરિણામ પરિપાક પાછળ કેવાં થાય છે એ તરફ એનું ધ્યાન નથી જતું. માણસે બનાવેલી મોટરમાં પણ આગળ અજવાળું અને પાછળ તેલનો ગંધાતો ધુમાડો હોય છે. આવી સ્થિતિમાં કુદરતે માણસ પાછળ એના પગલાં પાડી રાખવાની વ્યવસ્થા કરેલી છે! અંગ્રેજીમાં કહેવત છે કે ખૂનની વાત છાની રહી શકતી નથી. પણ એ નિયમ તો દુનિયાની હરેક વસ્તુને લાગુ પડે છે. કુદરતના પેટમાં ગુપ્ત જેવું કશું જ માતું નથી. હરેક વસ્તુ એ કહી દે છે. બનેલી વાત આઠ દસ હજાર વર્ષ પછી પણ કહ્યા વગર એનાથી રહેવાતું નથી. સમુદ્રના ઉદરમાં કેવા શંખલા હોય છે. એ બહારની દુનિયાને બતાવ્યા વગર મોજાંઓથી રહેવાતું નથી. હજારો વર્ષ પહેલાનાં પ્રાણી, તુચ્છ ગણાતાં પ્રાણી કેવાં હતાં એનો ઐતિહાસિક પુરાવો પૃથ્વીના પેટાળમાં પથરાનાં કે કોલસાનાં પડ વચ્ચે સાચવેલો જડે છે. જેટલી ઘટનાઓ કુદરતમાં થાય છે તે બધી કુદરત ક્યાંક ને ક્યાંક નોંધી રાખે છે. અને ઉપર રીતસર લખે છે—હા. પોતે.

સૂર્ય, ચંદ્ર, પૃથ્વી, તારા, પશુપક્ષી, ઝાડપાન, પહાડો અને નદીઓ, શહેરો અને ગામડાંઓ, નદીના પટ અને સમુદ્રનાં તળિયાં હરેક જાણુ પોતાનો ઇતિહાસ બોલે છે.

અને માણસ? માણસ દંભી છે. ઠગ છે. કળાબાજ છે. ડોળ કરવાની એની શક્તિ અસાધારણ છે છતાં એનાથી પણ પોતાનો ઇતિહાસ ખુલ્લો કર્યા વિના રહેવાતું નથી. માથા પરના વાળ, કપાળ પરની કરચલીઓ, ગાલ પરના ખીલ, અને આંખ આસપાસની કાળાશ, સુકાઈ ગયેલા હોઠ અને ચંચળ કે જડ આંખ, ઉઠી ગયેલાં દાંત તળેનાં અવાળું ને ફાટી ગયેલો અવાજ—હરેક વસ્તુ જીવનનો ઇતિહાસ જાહેર કરે છે. જે સમજી શકે તે સમજી શકે છે. માણસની ભાષા અને એનું લખાણ, અક્ષરનો આકાર અને લીટીઓનો ચડાવ કે ઢોળાવ હરેકમાંથી એનો સ્વભાવ સ્પષ્ટ થાય છે. માણસ જ્યારે ગાફેલ હોય છે ત્યારે એના રૂઢ અને ગૂઢ સ્વભાવ જાગ્રત થાય છે. માણસ જ્યારે ઇરાદાપૂર્વક બોલે છે ત્યારે એનો અનુભવ અને એનાં

સંસ્કારો બોલે છે પણ જ્યારે એનાથી બોલાઈ જવાય છે ત્યારે એની જીંદગીની મૂડી ઉઘાડી પડે છે. માણસ આગળ ચાલે છે એના પગલાં પાછળ પડે છે. એ જ રીતે સમુદ્ર કિનારે મોજાંઓ પણ પોતાના ઇતિહાસની લિટિઓ રેતીમાં લખી બતાવે છે.

જી. આ. ૧૮૫

## જીવન સૂત્ર

શા ઉદ્દેશ ખાતર જીવવું અને કઈ રીતે જીવવું એ બે જીવનના મુખ્ય સવાલો છે. જિંદગીમાં માણસ ધારે તેવા પાસા હમેશ નથી પડતા તેથી દુ:ખ અને અશાંતિ એ જ માણસનાં નિત્યનાં સાથી થઈ જાય છે. એની અસરમાંથી બચી જવું હોય તો માણસે કર્તવ્ય બુદ્ધિથી સત્કર્મ કરવું અને ફળ ઈશ્વરાધીન છે એમ જાણી અનાસક્ત રહેવું, એ જ એક ઉપાય છે. આ ઉપાયની ખાસ ખૂબી એ છે કે આ રીતે મનને-શાંતિ તો મળે જ છે પણ એના ઉપરાંત કર્મ કરવાનું કૌશલ પણ વધે છે. તેથી ભગવાનનો માણસને એ જ ઉપદેશ છે કે આસક્તિ તજી, અ-સક્ત બની માણસે ધર્મ-પ્રાપ્ત કર્મ કરી છૂટવું. આવી રીતે યોગયુક્ત વૃત્તિથી કરેલું કર્મ ધાર્યું ફળ આણે કે ન આણે પણ સૌથી મોટું ફળ તો જરૂર આપે છે તે મોટું ફળ કયું? ચિત્ત-શુદ્ધિ, મનઃ-શાંતિ અને ઈશ્વર-પ્રાપ્તિ.

तस्माद् असक्तः सततं कार्यं कर्म समाचर ।
असक्तो ह्याचरन् कर्म परमाप्नोति पूरुष. ॥

જી. પ્ર. ૧૧૪

જીવન વિકાસને અર્થે જીવનસ્પર્શી સંપૂર્ણ સંયમ એજ એક સાધના છે, એજ પરમ પુરુષાર્થ છે.

જી. ભા. ૩૬૭

# છેલ્લી ઘડી

આખો જન્મારો ગમે તેવાં સારાંનરસાં કામો કરીશું અને છેલ્લી ઘડીએ ભગવાનનું સ્મરણ કરી ઊગરી જઈશું એવી આશા બાંધીને કોઈ ગફલતમાં રહે તો તેને અંતે પસ્તાવું જ પડશે. છેલ્લી ઘડી એ અણીની ઘડી છે. એને માટે અંખડ પૂર્વતૈયારી જોઈએ છે. જે કાંઈ કર્યું–કારવ્યું હોય, વિચાર્યું–ધાર્યું હોય એ પાઘડીના વળની પેઠે છેલ્લી ઘડીએ આવીને ઊભું રહેવાનું જ. માટે છેલ્લી ઘડી જીતવી હોય તો આખો સમય, આખો જન્મારો, પોતાનાં મન અને બુદ્ધિ ઈશ્વરને અર્પણ કરી, હમેશ એનું સ્મરણ કાયમ રાખવું જોઈએ.

જી. પ્ર. ૧૭૨

  

## વિચાર-કલિકા

બીજાનાં મોજશોખ માટે પોતે વૈતરું કરવા તૈયાર થવું તેમજ પોતાના મોજશોખ માટે બીજા પાસે વૈતરું કરાવવું બન્ને સરખાજ ગંદા, કદરૂપાં અને અધર્મ્ય છે.

અ. ન. ૧૩

  

નિષ્પાપ જીવનમાં કેટલી સુંદરતા રહેલી છે તેનું ભાન પ્રત્યક્ષ અનુભવ વગર થાય નહિ.

અ. ન. ૧૧

  

મારૂં કે આખી દુનિયાનું ગમે તે થાઓ પણ અંતરઆત્માના નાદને બેવફા નહિ જ નીવડું એવી ધીરવૃત્તિ જે માણસને માટે સહજ છે તે વીરેશ્વર છે.

જી. ભા. ૯૪

# સાહિત્ય

જીવનને જે શુદ્ધ, સમૃદ્ધ, પ્રસન્ન અને ઉન્નત ન કરે તે સાહિત્ય નથી. એવા સાહિત્યનું સ્વરૂપ ઓળખવું એ પણ સ્વધર્મનું એક અંગ છે.

(સંપાદકને આપેલા હસ્તાક્ષરમાંથી)

એની તો ના પડાય જ નહી કે સાહિત્ય
જીવન માટે છે, સાહિત્યનો ઉગમ પણ
જીવનમાંથી જ છે. અને સાહિત્ય-સેવનનું
ફળ પણ જીવનનો આનંદ, જીવનની
સંસ્કારિતા અને જીવનની કૃતાર્થતાં જ છે.

જી. ભા. ૮૪

# મારી સાહિત્ય નિષ્ઠા

હું રીતસરનો સાહિત્યસેવી નથી. સાહિત્યોપાસક પણ નથી. સાહિત્યપ્રેમી જરૂર છું. મેં સાહિત્યનો ઠીક ઠીક આસ્વાદ લીધો છે એની અસર મારા પર થઈ છે. મેં જોયું છે કે ઉત્તમ સાહિત્ય બુદ્ધિના પ્રાગલ્ભ્યને પ્રગટ કરે છે, લાગણીઓને સૂક્ષ્મ બનાવે છે, અનુભવને પીંજીને વિશદ કરે છે, ધર્મબુદ્ધિને જાગૃત કરે છે, હૃદયની વેદનાને વ્યક્ત અને તેજસ્વી કરે છે, સમભાવ કેળવે છે અને આનંદને સ્થાયી કરે છે. આ કારણે સાહિત્ય પ્રત્યે મારા મનમાં આદર છે, પણ મેં મારી નિષ્ઠા સાહિત્યને અર્પણ કરી નથી. સાહિત્યને મેં મારી ઇષ્ટ દેવતા ગણી નથી. સાહિત્યને સાધન તરીકે જ સ્વીકારું છું, અને મને માફ કરશો તો કહું કે–સાધન તરીકે જ એ રહે એમ ઇચ્છું પણ છું. તુલસીદાસના મનમાં હનુમાન પ્રત્યે આદર હતો પણ એની નિષ્ઠા તો શ્રી રામચંદ્ર પ્રત્યે જ હતી. તેવી જ રીતે હું માગું છું કે આપણી ઉપાસના જીવનની જ હોય.

સાહિત્ય એ જીવનરૂપી પ્રભુની સેવા કરનાર અનન્યનિષ્ઠ ભક્તને ઠેકાણે શોભે. એ જ્યારે પોતાની જ ઉપાસના શરૂ કરે છે અથવા માગી લે છે ત્યારે એ પોતાનો ધર્મ ભૂલી જાય છે. માણસ પોતાના જ સુખનો વિચાર કરે, પોતાની જ સગવડો પાછળ પોતાની બુદ્ધિ ખરચી નાંખે, અને પોતાના આનંદમાં જ પોતે રમમાણ થાય ત્યારે જેમ તેનો જીવન વિકાસ અટકે છે અને તેનામાં વિકૃતિ આવે છે. તેવી રીતે સાહિત્યનું પણ છે. સાહિત્યને ખાતર સાહિત્ય જ્યારે પેદા થાય છે, એટલે કે લોકો જ્યારે સાહિત્યની કેવળ સાહિત્ય તરીકે જ ઉપાસના કરે છે ત્યારે શરૂઆતમાં તો એ બધું રૂપાળું દેખાય છે, વધારે આકર્ષક લાગે છે, એની જૂની પુણ્યાઈ ખૂટે નહિ ત્યાંસુધી એનો ભારે વિકાસ થતો હોય એમ પણ લાગે પણ ખરું જોતાં એ નિઃસત્વ થતું જાય છે. સાહિત્યને એનું પોષણ સાહિત્યમાંથી નહિ પણ જીવનમાંથી, માણસના પુરુષાર્થમાંથી મળવું જોઈએ. સાહિત્યમાંથી જ પોષણ મેળવનાર સાહિત્ય કૃત્રિમ બને છે, આપણને તે આગળ ન લઈ જઈ શકે.

જી. ભા. ૮

# સાહિત્ય એટલે શું ?

સાહિત્ય એ જાણે એક રૂપાળું વાસણ છે. એમાં કઈ જાતનો માલ સ્વવઠાવવા માગીએ તેના પરથી સાહિત્યની કિંમત આંકી શકાય.

કેટલાક લોકો માને છે કે 'સાહિત્યની આખી કલ્પના રૂપ અને સૌંદર્ય ઉપર રચાયેલી છે. કોઈપણ વિચાર કે કલ્પના આકર્ષક રૂપમાં મુકાઈ હોય, એમાંથી ચમત્કૃતિ પેદા થતી હોય તો તે સાહિત્ય છે. ભારેમાં ભારે કીંમતી વિચાર કે અનુભવ તેમજ આકાશ સુધી ઊડતી કલ્પના ભલે હોય પણ એ જો રોચક રૂપમાં મૂકયાં ન હોય તો એને આપણે સાહિત્ય ન કહીએ. જોઈએ તો એને તત્વજ્ઞાન કહીએ. એને ધર્મશાસ્ત્ર કહો કે સંતવાણી કહો પણ એને સાહિત્ય ન જ કહી શકો.'

'એથી ઊલટું જો કોઈ વિચાર સાવ સામાન્ય હોય, કલ્પના રાશી હોય, આદર્શ હલકો અને સમાજ વિનાશક હોય, પણ જો એ મનોરંજન કરતાં હોય અને એમનું રૂપ ચિત્તાકર્ષક હોય તો એ ઉચ્ચ કોટિનું સાહિત્ય કહેવાય. વિનોદ, ચિત્તાકર્ષણ અને રૂપલાવણ્ય એ જ સાહિત્યનો પ્રાણ છે.'

એ વિષે શક નથી કે કોઈપણ વાગ્વ્યાપાર જો ચિત્તાકર્ષક રૂપમાં ન મુકાયો તો આપણે એને સરસ સાહિત્ય તરીકે નથી ઓળખતા. પણ જો એ સાહિત્યમાં મૂકેલો વિચાર હીન હોય, અનુભવ છીછરો કે વિકૃત હોય અને કલ્પના સડેલી હોય તો કેવળ રૂપ ઉપરથી આપણે એને ઉત્તમ સાહિત્ય ન જ કહી શકીએ.

હવે જરા રૂપનું સ્વરૂપ તપાસીએ. કોઈ પણ યુવાન અથવા બાળા શરીર અને મનથી નીરોગી હોય, કસરત, સંયમ અને પ્રસન્નતા દ્વારા એણે પોતાનું યૌવન બરાબર જાળવ્યું હોય તો એની મેળે એનામાં અમુક સૌંદર્ય આવી જ જાય છે. એ સૌંદર્ય સાબુથી, જાતજાતના સુવાસિત તેલોથી અથવા નવી ઢબના અનેક રંગો અને દવા લગાડવાથી ન આવી શકે. આરોગ્ય અને યૌવન પોતાની મેળે સુંદર હોય છે. સુંદરતા અને આકર્ષકતા એ એની સહજ સુવાસ હોય છે. પણ એના બદલામાં જો શરીર રોગી હોય, મન વિકૃત હોય, સ્વભાવ સ્વાર્થી, ચીડિયો કે અહંપ્રેમી હોય અને એ બધું ઢાંકવા માટે કપડાંની ટાપટીપ, વિવેકની ઠાવકાઈ અને હલનચલનનાં નખરાં, મારફતે સૌંદર્ય કેળવ્યું હોય તો કેટલાક ભૂખ્યા લોકો એ ચમક-દમકથી ભલે

આકર્ષિત થાય પણ જાણકાર લોકો, સ્વચ્છ અભિરૂચિવાળા લોકો એ બધાં પ્રયાસ જોઈ દુઃખી જ થવાના. એમના મનમાં ગ્લાનિ જ પેદા થવાની.

સાહિત્યનું પણ એમજ છે. સાહિત્ય એ જીવનનું પ્રતીક છે. જીવન જો નીરોગી, પ્રસન્ન, સેવાપરાયણ, પ્રેમપૂર્ણ, અને પરાક્રમી હોય તો એના બધા જ વ્યાપાર આકર્ષક અને પ્રભાવશાળી થવાના. જે વિચારમાં આર્યતા છે, ઉદાત્તતા છે અને સર્વમંગલકારી કલ્યાણ–ભાવના છે એનું શબ્દ-શરીર એની મેળે ભાવ-ગંભીર, લલિત-કોમળ અને પ્રસાદપૂર્ણ થવાનું જ. ઉચ્ચ સાહિત્ય રૂપાળું હોય જ છે. જ્યારે કેવળ રૂપ કાઢવાથી કોઈ સાહિત્ય ઉચ્ચ કે ઇષ્ટ થતું નથી.

માટે કેવળ સાહિત્યની ઉપાસના ન કરતાં જો આપણે આર્ય અને પ્રસન્ન જીવનની ઉપાસના કરીએ તો સાહિત્યની સુંદરતા એની મેળે જ ફૂટી નીકળશે. વૃત્તિની આર્યતા એ જ વિવેકનો આત્મા છે. ઠાલો વિવેક હાંસીપાત્ર થાય છે, અથવા અકળાવનારો નીવડે છે, ઠાલી સૌંદર્ય-વાસના એથી જુદી અસર ઉપજાવી ન શકે.

જે સાહિત્યમાં પ્રગતિશીલ જીવનની પ્રેરણા અથવા પડઘો હોય તે સાહિત્ય પ્રગતિશીલ. એવા સાહિત્યમાં બાકી બધું હોય કે ન હોય, અનુકરણ તો ન જ હોવું જોઈએ; બાકી બધું હોય કે ન હોય ઉદ્દેશનો અભાવ તો ન જ હોવો જોઈએ.

જી. ભા. ૬

## સાહિત્યની વ્યાખ્યા

માણસના વિચારો એની કલ્પનાઓ, ભાવનાઓ, લાગણીઓ અથવા લાગણીપ્રધાન અનુભવો બીજા આગળ અસરકારક રીતે વ્યક્ત કરવાની શક્તિ જે શબ્દ વ્યાપારમાં છે તે સાહિત્ય, એ મારા પૂરતી સાહિત્યની વ્યાખ્યા છે.

જી. ભા. ૮

વાણી એ વિચારની ભાષા, કળા એ હૃદયની ભાષા, આચરણ એ શુદ્ધ જીવનની ભાષા. ધાર્મિકતામાં આ ત્રણેયનો સમન્વય હોવો જોઈએ.

## અભિજાત સાહિત્ય

દુનિયા તરફ જોવાની શુદ્ધ-શુભ દૃષ્ટિ અને જીવન ઉન્નત કરવાનો માર્ગ જો સાહિત્યમાં વિશદ અને સુભગ રીતે વ્યક્ત થયો હોય તો એવું સાહિત્ય કેવળ વાંચીને રહેવા દેવું એ બસ નથી, પરંતુ એને અમૃતમય રસાયન સમજી તેનું વિધિપુરઃસર આદરયુક્ત સેવન કરવાનું હોય છે.

જે એક વખત સાહિત્યસેવી ઠર્યો તેને ઘી અથવા ખીર પીરસવાનો આનંદ લઈને જ બેસી રહેવાની ટેવ પડે છે અને એ પકવાન્ન કેવી રીતે લોકો આગળ પીરસવાથી હોશિયાર પીરસનારને ભાગે આવતી વાહવાહ પોતાને મળે એનો જ તે વિચાર કરતો રહે છે. આ વ્રત નિષ્કામ હોય કે સકામ હોય જીવનને ઉન્નત કરનારું ખસૂસ નથી.

સાહિત્ય—ઉચ્ચ સાહિત્ય—સાચું જોતાં હૃદયમાં આતિથ્ય ઉત્પન્ન કરનારું અને જીવનને ઉન્નત કરનારું એક સાધન માત્ર છે.

જી. ભા. ૧૯

## જીવન-કળાનું સાહિત્ય

માણસને બીજા બધા વિષયોમાં અને શાસ્ત્રોમાં રસ પડે કે ન પડે એને પોતામાં તો રસ પડવો જ જોઈએ. એટલા માટે જ તો, પોતાનાં વખાણ નરી ખુશામત છે એમ જાણતાં છતાં તે રસપૂર્વક સાંભળતાં માણસ ધરાતો નથી. પણ આ તો પ્રાકૃત માણસની વાત થઈ. માણસને પોતાનામાં રસ છે તે એથીયે ઊંડો છે. ઈશ્વરે માણસને બુદ્ધિ આપી પણ તે પૂરતી ન આપી એટલે માણસ હંમેશા મૂંઝાયેલો જ રહે છે. જેટલા કામો બીજા ઉપર સોંપી શકાય તે બધાં માટે કારભારી નીમી માણસ નિરાંત મેળવી શકે છે પણ જીવવાનું તો પોતાને જ માથે આવે છે. એને માટે કોઈ અવેજી નહિ ચાલે. એટલે જીવવાની મૂંઝવણ કેમ દૂર કરવી એ સવાલ હંમેશ અકળાવનારો હોય છે. એ મૂંઝવણ જો કોઈ દૂર કરી શકે તો માણસ એનો હંમેશને માટે કૃતજ્ઞ રહે છે.

અને જો એ મૂંઝવણ દૂર ન થતી હોય તો, ઓછામાં ઓછું એ મૂંઝવણનું આબાદ વિવરણ પૂરું પાડી, એને બરાબર સમજવાની યુક્તિ કોઈ બતાવતું હોય તોયે એ નાનીસૂની સગવડ નથી. આમાં નવલકથાકાર બન્ને રીતે ઉપયોગી થઈ શકે છે. જી. ભા. ૨૧૯

# સાચો સાહિત્યકાર

સાહિત્ય એ દૈવી શક્તિ છે. એ શક્તિ વડે નિર્ધન માણસ પણ લોક-પ્રભુ થઈ શકે છે. મહાન સમ્રાટો પણ રાજદંડથી જે કરી નથી શકતા તે શબ્દશક્તિદ્વારા એ સહેજે સાધે છે. રાજાને બિચારાને પોતાનો ત્યાં પગાર આપી 'प्राण-त्राण-प्रवण-मति' એવા હૃદય શૂન્ય નોકરો રાખવા પડે છે. જ્યારે સાહિત્ય સમ્રાટ પાસે સજ્જનોની સ્વયંસેવી ફોજ હંમેશા ખડી હોય છે. સાચો સાહિત્યવીર એમ ન કહી શકે કે અમુક વસ્તુ મારે માટે અશક્ય છે. સાહિત્યની દીક્ષા લીધા પછી એણે તો એકેએક ન્યાય્ય ધર્મકાર્યને પોતાનું જ ગણવું જોઈએ સુખી લોકો નવરાશને વખતે વખત વિતાડવા કંઈક સરસ વાંચવા માંગે તેટલું પુરું પાડીએ અને ભાષા સૌંદર્યના નવા પ્રકારો ઉપજાવી કાઢીએ એટલે સાહિત્યની સેવા થઈ એમ કોઈ ન માને. લોકોને ઉત્સાહ આપવો, લોકોની શુભવૃત્તિ જાગ્રત કરવી, સરસ્વતીના પ્રસાદથી લોકોનું ધર્મતેજ પ્રજ્જવલિત કરવું એ સાહિત્યકારનું કામ છે. એકલું લોકરંજન કરવું, લોકોમાં જે જે વૃત્તિઓ ઊઠે તે બધીને માટે ખોરાક પૂરો પાડવો એ સાહિત્યકારનો ધર્મ કે ધંધો નથી.

એવા લોકોમાં પોતે નથી એમ કહેતાં ભર્તૃહરિએ ગાયું હતું.

"न नटा, न विटा, न गायकाः, न पर-द्रोह निवद्ध-वुद्धयः"

સૌંદર્ય સાથે શીલ હોય તો જ તે શોભે, સાહિત્ય સાથે સાત્વિક તેજ હોય તો જ તે પણ કૃતાર્થ થાય.

જી. ભા. ૨૨

# સૌન્દર્ય અને સાહિત્ય

સુંદરતા એ સાહિત્યનું આવશ્યક ભૂષણ છે. પણ સાહિત્યનું સર્વસ્વ નથી. સાહિત્યનું સર્વસ્વ, સાહિત્યનો પ્રાણ તો એની ઓજસ્વિતા છે, સત્વ-વૃદ્ધિ છે. જીવનનાં વિવિધ ક્ષેત્રોમાં પૌરુષ વધારવામાં જ સાહિત્યની ઉન્નતિ રહેલી છે.

જી. ભા. ૧૨

## સાહિત્ય-સિસૃક્ષા અને વિવેચન

સાહિત્યની ઉત્તમ તૈયારી સાહિત્ય-વિવેચનમાંથી નહિ પણ સર્વ-શ્રેષ્ઠ સાહિત્યના ઊંડા અભ્યાસથી થઈ શકે છે. સાહિત્ય-વિવેચન યોગ્ય પ્રમાણમાં અને બહુ મોડું આવવું જોઈએ, નહિ તો અભિપ્રાયો અને અભિરૂચિ અકાળે પરિપક્વ થાય છે.

અને સાહિત્યનું સર્જન તો વિવેચનમાંથી ન જ નીકળવું જોઈએ. સાહિત્ય માટે જબરદસ્ત સિસૃક્ષા અને બીજાઓ સાથે ઊંડો વિચાર-વિનિમય કરવાની આતુરતા એ જ મુખ્ય પ્રેરણા હોઈ શકે છે. માતાને પોતાના બાળકો પ્રત્યેનો પ્રેમ, પતિપત્નીનો એકબીજા પ્રત્યેનો અનુરાગ અને ગુરુશિષ્ય વચ્ચેનાં ભક્તિ-વાત્સલ્ય એ ભાવનાઓ જેટલી ઉત્કટ હોય છે તેટલી જ સાહિત્ય-સિસૃક્ષા પણ ઉત્કટ અને અદમ્ય વૃત્તિ છે. એ સિસૃક્ષા જો શુભ પરિણામી ન હોય તો એને હડકવાની જ ઉપમા અપાય. સાહિત્ય આજે જેટલું સોંઘું થયું છે અને વગર-વિચાર્યે બગાડવામાં આવ્યું છે તેટલું જો એ ન બગાડવામાં આવત તો સાહિત્યે ભારેમાં ભારે પરિણામ બતાવ્યા હોત.

શુભંકર સાહિત્ય એ આત્માની અમૃતકળા છે કેમકે એ ચૈતન્યની પ્રેરણા છે. જી. ભા. ૭

## સાહિત્યનો સાચો પ્રચાર

સાહિત્ય-રસિકે ઉત્તમ સાહિત્યનો કેવળ પ્રચાર કરવા કરતાં તે સાહિત્ય પચાવીને પોતાનું જીવન ઉન્નત કરી તે જીવનની સુવાસ સેવા દ્વારા ફેલાવી સમાજને ને પોતાને કૃતાર્થ કરવાં જોઈએ. એવી સેવા કરતાં કરતાં આપણને પણ કોઈકવાર સરસ્વતી-વૈખરીનો ઉપયોગ કરવાનું પ્રાપ્ત થાય છે અને આપણે હાથે અથવા મુખે પ્રસન્ન સાહિત્ય નિર્માણ થાય છે.

એવી રીતે થતો સાહિત્યનો પ્રચાર અપરિહાર્ય, સહજ અને શુભ-પરિણામકારી હોય છે. લો. જી. ૧૯૭

જેમ પોશાકથી આપણે શરીરની એબ ઢાંકીએ છીએ તેમ કોક વાર શિષ્ટ ભાષા દ્વારા આપણે વિચારની મલિનતા ઢાંકીએ છીએ. જી. ભા. ૬૬

## પ્રેરક સાહિત્ય

સાહિત્યના સામાન્યપણે બે વિભાગ કરવામાં આવે છે. વિચાર પ્રેરક અને આચાર પ્રેરક. જે સાહિત્ય વાંચવાથી માણસને ઊઠીને કામ કરવાનું, પુરુષાર્થ કરવાનું મન થાય, પોતાના જીવનમાં તેમ જ સમાજમાં ભારે પરિવર્તન કરી નાખવાનું મન થાય, તેવા સાહિત્યને આચારપ્રધાન અથવા પુરૂષાર્થી સાહિત્ય કહી શકાય. પોતાની જાતને તેમ જ દુનિયાને સમજવામાં જે મદદ કરે છે. જે આપણા આદર્શો ઘડવામાં મદદરુપ થાય છે તે વિચારપ્રેરક સાહિત્ય.

સાહિત્યના આપણે બીજી રીતે બીજા બે ભાગ પાડી શકીએ. અનુભવપ્રધાન સાહિત્ય અને કલ્પનાપ્રધાન. મનુષ્યજાતિની પ્રગતિને મોખરે હમેશ કલ્પના જ હોય છે. કલ્પના એ મનુષ્યના વહાણનો સઢ છે પણ જો વહાણમાં અનુભવનો ભાર ન હોય તો સઢનો પવન એને ક્યાં લઈ જાય અને ખરાબે ચઢાવે એ કહેવું મુશ્કેલ છે.

જી. ભા. ૧૦૧

## બ્રાહ્મી સાહિત્યકાર

ૐકાર-પ્રણવ જેમ પરબ્રહ્મનો વાચક છે, તે જ રીતે સાહિત્ય એ જીવનનું — સંપૂર્ણ જીવનનું — વાચક થઈ શકે છે. એટલી મોટી પ્રતિષ્ઠા સાહિત્યની છે. માત્ર તેની સાધના અત્યંત કાળજીથી યોગ્ય રીતે થવી જોઈએ. જેમ મૂર્તિની પ્રાણ-પ્રતિષ્ઠા કર્યા પછી જ તેને દેવત્વ પ્રાપ્ત થાય છે, તેમ સાહિત્યમાં પ્રાણ-પ્રતિષ્ઠા કર્યા પછી જ તેને પ્રણવ-પૂજ્યતા અને વાચા-શક્તિ પ્રાપ્ત થાય છે. પ્રાણ-પ્રતિષ્ઠા કરવી એ એક દૈવી વિદ્યા છે, અમર કલા છે આ કલા, આ વિદ્યા જેમણે પ્રાપ્ત કરી છે એવા કવિ કોક જ મળી આવે છે.

કવિનું નામ ધારણ કરી કૂકડાની જેમ છાતી આગળ કાઢી આમતેમ રખડનારા પામર જીવો તો અનેક છે. એમની વાત તો છોડી જ દઈએ. જી. ભા. ૨૪

સાહિત્ય એ જીવનની છાયા છે, જીવનની સુગંધ છે.

જી. ભા ૧૭

# વૃત્તવિવેચન અને જાહેરખબરો

વૃત્તવિવેચન (જર્નાલિઝમ) ઉપર જીવનાર અને વૃત્તવિવેચનને પોષવાનો ડોળ કરનાર એવો એક ભારે રોગ જાગ્યો છે, તે છે જાહેર ખબરો. જાહેર નીતિ બગાડનાર અને કૌટુંબિક અર્થશાસ્ત્રને તોડી પાડનાર આ બદી એટલી તો ફેલાઈ છે, કે ગાંધીજીએ પોતાના 'નવજીવન' મારફતે તેનો આટલો સખત અને સક્રિય વિરોધ કર્યા છતાં તેની કશી જ અસર બીજા છાપાં પર પડેલી દેખાતી નથી.

છાપાંઓમાં જ્યારે આટલી બધી હીન જાહેર ખબરો જોઉં છું ત્યારે મનમાં વિચાર આવે છે કે પ્રભુસેવાને સારૂં એકાદ ઉત્તમ દેવમંદિર બાંધીને પછી તેનું ખર્ચ ચલાવવા માટે તેના પરિસરની ઓરડીયો શરાબખાનાઓને અને એવા જ બીજા ખરાબ કામો માટે ભાડે આપવા જેવું આ નથી?

જી. ભા. ૪૨

  

# હલકું સાહિત્ય

સામાજીક વ્યવહારમાં આપણે ગમે તેવા માણસને ઘરમાં પેસવા નથી દેતા. ચોર, શઠ, પિશુન કે ભુજંગની કોટીના લોકોને આપણે ઉમરાની અંદર પગ મૂકવા નથી દેતા. સાહિત્ય ઉપર પણ આપણી એવી ચોકી હોવી જોઈએ; અને તે આપણી પોતાની જ હોવી જોઈએ. અપવિત્ર માણસ ગમે તેટલો વિવેકી હોય તોપણ જેમ આપણાં છોકરાં જોડે આપણે તેને છૂટથી ભળવા નથી દેતાં, તેમ જ પાપાચરણને ઉત્તેજન આપનાર સાહિત્યને પણ આપણે આપણા ઘરમાં પેસવા ન દેવું જોઈએ. અને ઘર બહારના વ્યહારમાં જ્યાં બધી જાતના લોક જોડે સંબંધ પડે છે ત્યાં ભલાબૂરાને પારખવાની કળા જેમ આપણે આપણાં બાળકોને પાવરધા કરીએ છીએ, અને અતિ-પ્રસંગી માણસને દૂર રાખવાનું પણ શીખવીએ છીએ, તેમ સાહિત્યમાં પણ દુષ્ટ સાહિત્યના હાવભાવમાં ન ફસાતા તેને દૂર રાખવાનું બાળકોને શીખવવું જોઈએ.

જી. ભા. ૧૧

# સાહિત્યદ્વારા કેળવણી

આપણા સાહિત્યમાં આજે જીવનને દોરવાની, પુરુષાર્થને નિશ્ચિત પ્રેરણા આપવાની, વિચારને શુદ્ધ કરવાની, ભાવનાને પવિત્ર રાખવાની અને પ્રજાનો અનન્ય વિશ્વાસ મેળવવાની શક્તિ રહી નથી. આજના સાહિત્યે સુંદરતા, નવીનતા, વિવિધતા અને ચમત્કૃતિની ઉપાસના ચલાવી છે. સત્યતા, દૃઢતા, પવિત્રતા, મંગલતાની ઉપાસના જાણે છોડી દીધી છે. તેથી જૂની ભાષામાં કહીએ તો આજનું સાહિત્ય 'આપ્ત' એટલે કે વિશ્વાસપાત્ર રહ્યું નથી.

માટે કેળવણીની શરૂઆતમાં સાહિત્ય ઉપર પહેલાં જેવો આધાર નહીં રખાય. કેળવણીની શરૂઆત હવે તો નિરીક્ષણ, પરીક્ષણ, પ્રયોગ અને એને માટે જરૂરી ધ્યાનદ્વારા જ થવી જોઈએ. પ્રત્યક્ષ કાર્યો કરીને, વસ્તુઓને ઘડીને, યોજનાઓ અમલમાં મૂકીને, કલ્પનાઓ કાર્ય દ્વારા કસીને, કેળવણીની શરૂઆત કરીએ કે જેથી પાયામાં કચાશ ન રહે; નબળાઈ રૂપાળી નહિ લાગે, આત્મવિશ્વાસ પેદા થાય અને પ્રસંગ પડયે એકાકી રહેવાની પણ હિંમત આવે. જેમ શંકરાચાર્યે કહ્યું કે અગ્નિ શીતળ છે એમ કોઈ શ્રુતિના સો સો વચન ટાંકે તોયે આપણે તે સ્વીકારતા નથી, તેમ અનુભવની કેળવણી લેનાર માણસ કલ્પનાની જાળમાં ફસાય નહિ. એકલો રહીને પણ એ કહેશે કે અનુભવે આજ સુધી મને દગો દીધો નથી તો હું અનુભવને શી રીતે દગો દઉં. એ તો પ્રાચીન ઋષિની પેઠે ગાજી ઊઠશે કે હું સત્યનો ઉપાસક છું; સત્યધર્મા છું.

तद् आत्मनि निरते ये अुपनिषत्सु धर्मा ते मयि सन्तु ते मयि सन्तु।
माहं ब्रह्म निराकुर्याम्। मा मा ब्रह्म निराकरोत्। अनिराकरणमस्तु। अनिराकरणमस्तु।

  

ગાયન સાથે જેમ તંબૂરાનો ધ્વનિ તાન પૂર્યા જ કરે છે તેમ સાહિત્યના તમામ વિસ્તારમાં પ્રજાહિતનો, લોકકલ્યાણનો સૂર કાયમ રહેવો જ જોઈએ.

જી. વિ. ૧૦

## સાહિત્યનો ઉગમ

: ૧ :

ઇતિહાસ, ધર્મ, તત્વજ્ઞાન અને સમાજસેવાના સહવાસમાં ખીલેલું સાહિત્ય તેજસ્વી, ગંભીર, પ્રસન્ન અને પોષક જ હોય. સાહિત્ય એટલે કાંઈ આકાશમાં ક્ષણવાર ઊડનારો સાબુનો રૂપાળો પરપોટો નથી. સાહિત્યને પણ મૂળિયાં હોય છે, જેમાંથી તેને જીવન મળે છે. અમને સુંદર ઇન્દ્રધનુષ્ય જોઈએ, પણ ભીંજવીને જળબંબોળ કરનારી પર્જન્યવૃષ્ટિ અને જ્યાં ત્યાં કાદવ અને દુર્દિન કરી નાંખનારી મેઘમાળા તો ન જ જોઈએ એમ જો કોઈ કહે તો આપણે તેને એકલો અજ્ઞાન ન કહેતાં અરસિક પણ કહીશું. જીવનમાંથી જેનો ઉગમ છે અને જીવનની સેવામાં જેની કૃતાર્થતા રહેલી છે તે સાહિત્યને જીવનનો દ્રોહ કર્યે કેમ પાલવે ?

સાહિત્યની મહત્તા ગાતાં આપણે હંમેશા કહીએ છીએ કે મનુષ્યજીવનને પ્રેરણા આપનારી આ એક જબરજસ્ત શક્તિ છે; પણ આપણે એ પણ જોવું જોઈએ કે સાહિત્યને પ્રેરણા ક્યાંથી મળે છે.

મરાઠી સાહિત્ય સંમેલન, કલ્યાણ.

* * *

## ભાવોત્કટ સાહિત્ય

: ૨ :

ધીરોદાત્ત જીવન અથવા ઉત્કટ ચિંતન સિવાય ભાવોત્કટ સાહિત્ય નિર્માણ થઈ જ ન શકે. પુરુષાર્થ ભલે આપણો પોતાનો હોય કે બીજાનો હોય, આંતરિક જીવનમાં હોય કે બાહ્ય ઘટનાઓમાં હોય, વ્યક્તિગત હોય કે સમાજગત હોય, પુરુષાર્થ જ સાહિત્યને ખરી પ્રેરણા આપનારો છે. જીવનની વ્યાકુળ વેદનામાંથી પણ સાહિત્ય નિર્માણ થાય છે એની ના નથી. પણ ખરું જોતાં તે વેદના પણ પુરુષાર્થની જ પ્રસવવેદના હોય છે અને એટલા માટે જ એ સાહિત્યને પ્રેરક થાય છે. જે સાહિત્ય પુરુષાર્થથી વંચિત થયું તે પોતે તો ક્ષીણ બને જ છે પણ જે સમાજમાં તે પ્રસરે છે તે સમાજને પણ અલ્પસંતોષી અદૂરદૃષ્ટિ અને ક્ષીણ-સત્વ બનાવે છે.

મરાઠી સાહિત્ય સંમેલન, કલ્યાણ.

## સહજ સાહિત્ય

**: ૩ :**

હૃદયને મુગ્ધ કરનારું અને ભાવના-સાગરની અક્ષયતૃતીયા કરનારું સાહિત્ય જો જોઈતું હોય તો કેવળ શબ્દસૃષ્ટિની ઉપાસના કર્યે ચાલે તેમ નથી. તે માટે પ્રથમ આપણે જીવનમાં તારુણ્ય, પુરુષાર્થ, શ્રદ્ધા, ઉત્સાહ અને આર્યત્વ વધે છે કે નહીં એ જોવું જોઈએ. જીવન જો ગંભીર અને વેગવાન હશે તો તેવું સાહિત્ય આપોઆપ નિર્માણ થશે. જો ચહેરા ઉપર યૌવનની તાજગી જોઈતી હોય તો તેને માટે જુદા જુદા પ્રકારના ખુશબોદાર લેપ અને ઔષધો લગાડવા એ ખરો ઉપાય નથી પણ આરોગ્ય અને યૌવન ટકાવવું એ જ સારામાં સારો ઇલાજ છે. નીરોગી, સંયમી અને પ્રસન્ન યૌવનના ગાલ ઉપર ગુલાબો આપોઆપ દેખાવા લાગે છે. ગુલાબની ઉપાસના કરવાથી તે સધાવાની નથી.

જીવનવીરો પ્રગટ થયા પછી સાહિત્યવીરો નિર્માણ થાય કે નહીં તેની ચિંતા કરવાની જરૂર નથી. મરાઠી સાહિત્ય સંમેલન, કલ્યાણ.

* * *

## મનોરંજન કરનારું સાહિત્ય

**: ૪ :**

નિસર્ગના પ્રસન્ન-લલિત એવાં જે વર્ણનો આપણે કરીએ છીએ તે પણ આત્માનુભૂતિનો વિકાસ કરવા સારું જ હોય છે. પ્રેમી લોકોની પ્રેમ ભાવનાઓનો ઉલ્લાસ આપણે શબ્દબદ્ધ કરીએ છીએ તે સુદ્ધાં પ્રેમદ્વારા આત્મૌપમ્ય—આત્મૈક્ય સિદ્ધ કરવા સારું જ. એવું સાહિત્ય હમેશ પ્રેમાદરને પાત્ર થવાનું. કેવળ પોતાનાં સુખો માટે કે વિકારોની તૃપ્તિ માટે કરેલાં પ્રયત્નો પુરુષાર્થ પોષક ન હોવાથી તેનાં વર્ણનો પણ ખરા સાહિત્યનો વિષય થઈ શકતાં નથી.

સમાજની અથવા વાચકોની કે શ્રોતાઓની કેવળ ખુશામત કરવા સારુ પ્રવૃત થયેલું સાહિત્ય એ જ ખરું સાહિત્ય છે, એમ જો કોઈ કહેતું હોય તો તેઓ ભલે તેમ કહે. માત્ર પછી નટ, વિટ અને વિદૂષકની કોટીના ખુશામત કરનારાઓ કરતાં સમાજમાં પોતાની પ્રતિષ્ઠા અધિક હોવી જોઈએ એવી અપેક્ષા તેમણે ન રાખવી જોઈએ. રોમન સામ્રાજ્યમાં ઉત્કૃષ્ટમાં ઉત્કૃષ્ટ મિષ્ટાનો બનાવી જીવન ગાળનાર

ગુલામોની કિંમત હજારો રૂપિયાની આવતી હતી. પણ તેમને નાગરિકોની પ્રતિષ્ઠા મળતી નહી.

આજે પણ, સાંભળવા પ્રમાણે, ફિલ્મ સ્ટાર્સો જોતજોતામાં કરોડપતિ થાય છે, પણ તેટલા માટે તેઓ કાંઈ લોકગુરુ થઈ શકતાં નથી. એકાદ નટ લોકોત્તર કવિના જેવો પ્રતિભાસંપન્ન તત્ત્વજ્ઞ હોય છે, પણ તેટલા માટે નટની આખી જાત લોકપ્રતિષ્ઠિત થઈ શકતી નથી. સમાજની હીનવૃત્તિઓ જાગ્રત કરીને તેમનું રંજન કરનારું સાહિત્ય ઉલ્લુ સમાજને ગમે તેટલું રોચક લાગે તો પણ તેને ખરું સાહિત્ય કહી શકાય નહિ સાહિત્યકારોએ અને સરસ્વતી-મંડળોએ આજે કરવાનું મુખ્ય કામ તો અધ્યયનશીલ અને સંસ્કારક્ષમ યુવકવર્ગ આગળ કઈ જાતનું સાહિત્ય મૂકવામાં આવે છે એની તપાસ કરીને ઝરો કલુષિત થાય નહિ એ વિષે સાવચેતી રાખવાનું છે.

કોઈના પણ વાચન ઉપર આપણે નિયંત્રણ મૂકી શકવાના નથી અને આવી જાતનો અંકુશ ચલાવવાની આવશ્યકતા પણ નથી. પણ સમાજ તરફથી જ જવાબદારપણે સાહિત્યની પરીક્ષા કરવામાં આવે એટલે સાહિત્ય શુભ કયું અને અશુભ કયું એની સ્પષ્ટ કલ્પના તરુણોને મળે છે. અભ્યાસક્રમ, ગ્રંથાલય કે બક્ષિસોદ્વારા ગંદા સાહિત્યનો પુરસ્કાર કોઈ પણ વખતે થવા દેવો જોઈએ નહિ. રસ્તા ઉપર અને બજારમાં બધી જાતના માણસોને આપણે મળીએ છીએ પણ આપણા ઘરમાં કેવળ સંભવિત લોકોને જ પ્રવેશ કરવા દઈએ છીએ.

સાહિત્ય પણ એક સામાજીક વ્યક્તિ જ છે. આપણાં ઘરમાં, આપણી શિક્ષણ સંસ્થાઓમાં અને આપણાં વાંચનાલયોમાં કેવળ સજ્જનોનો જ પ્રવેશ હોવો જોઈએ. લફંગું સાહિત્ય જગતમાં ગમે તેટલું ઊભરાઈ ગયું હોય તો પણ આવાં પવિત્ર સ્થાનોમા તેને આમંત્રણ ન જ હોવું જોઈએ. મરાઠી સાહિત્ય સંમેલન, કલ્યાણ.

કોઈ પણ ભાષાનો શબ્દકોશ એ તે ભાષાના એટલે કે તે ભાષા બોલનાર સમાજના પુરુષાર્થનું પ્રતીક હોય છે.

જી. ભા. ૫૯૬

# સાહિત્યનું સાર્વજનીન રૂપ

મારામાં જો કાંઈ પણ સાહિત્યશક્તિ જન્મી હોય તો તે પોતાના વિચારો અને અનુભવ વ્યક્ત કરવાની ઉત્કટતામાંથી જ અને તે સ્વાભાવિક રીતે સંભાષણમાં જ પરિણમી. જો તે વખતે મને વાસરી લખવાની ટેવ હોત તો ઘણું સારું થાત. મારા એક શિક્ષકને એવી વાસરી રાખતાં મેં જોયા છે. તેમની વાસરી વાંચવાની અમને છૂટ હતી પણ તેનો આસ્વાદ લેવા જેટલી અમારી શક્તિ તે વખતે ન હતી કેમકે તેઓ પોતાની વાસરી અંગ્રેજીમાં લખતા. તેઓ જાતે મરાઠીમાં લખતા હોત તો મારા જેવા અનેક મુગ્ધ બાળકોને અસાધારણ લાભ થાત.

એટલું ખરું કે કાગળો અને વાસરી એ જ સામાન્ય જનસમાજનું સાહિત્ય છે. મારે મન એ જ ઉચ્ચકોટિનું સાહિત્ય છે. બીજાને કહેવા જેવું હોય તે જ આપણે કાગળમાં લખીએ છીએ. અને પોતાના જીવનમાંથી જે નોંધવા જેવું એટલે કે ખાસિયત ધરાવતું હોય તે જ વાસરીને પાને ચડવાનું. આવી ઉત્કૃષ્ટ ચાળણીમાંથી ચળાયેલું લખાણ સાહિત્યનો દરજ્જો ભોગવે એમાં આશ્ચર્ય શું ? સાહિત્યકારો ભલે કહે કે 'नाटकान्तं कवित्वम्', એમની વાતનો હું વિરોધ નહિ કરું. કેમકે હું જાણું છું કે બધી જાતની વિવિધતા અને આકર્ષકતા નાટકોમાં સ્વાભાવિક રીતે ભેગી થાય છે. છતાં હું તો કહીશ કે पत्रमूलम् અને वासरीमूलम् च साहित्यम्. બંનેમાં વાસ્તવિકતાનો મોટામાં મોટો આધાર હોય છે. આજકાલના કૃત્રિમ યુગમાં પત્રો અને વાસરી બંને કૃત્રિમ રીતે પણ લખાય છે. તેનો વિચાર અહીં શા માટે કરું? દુનિયાની કઈ વસ્તુ વિકૃત થતી નથી? સંભાષણ અને મનન એ જેમ ઉત્કટ વ્યાપાર છે તેમ જ કાગળો અને વાસરી એ બન્નેનું લેખન ઉત્કટ વ્યાપાર છે.

જી. ભા. ૫

# શરાબી વાંચન

નાનપણમાં વાંચેલી અરેબિયન નાઇટ્સની વાર્તાઓ તો હું ભૂલી ગયો. પણ એના વાચનથી કલ્પનામાં વિહાર અને વિલાસ કરવાની મેલી ટેવ તો ઘણાં લાંબા વખત સુધી રહી ગઈ હતી. કલ્પનાને જે જબરજસ્ત વિકૃત કેળવણી મળી, એની અસર આખા જીવન પર પડી અને તે બહુ માઠી હતી. તે વખતે અરેબિયન નાઇટ્સ વાંચવામાં ન આવી હોત તો, મને લાગે છે કે કલ્પનાની કેટલીયે અશુદ્ધિમાંથી હું બચી જાત. દુઃખમાં સુખ એટલું જ છે કે એ ચોપડી મેં એટલી નાની ઉંમરે વાંચી કે એનો ઘણો ખરો શૃંગાર મગજમાં ઘૂસવાને બદલે—માથાંને વીંધવાને બદલે માથા ઉપરથી પસાર થયો.

ઘણા શિક્ષકો અને માબાપો માને છે કે, અરેબિયન નાઇટ્સનો શૃંગાર એ જ એનું ભારેમાં ભારે ઝેર છે. હું માનું છું કે એ શૃંગાર તો જીવનને બગાડે છે જ; પણ એથીયે વધારે આવી ચોપડીઓ વાંચવાથી સદ્‌ગુણ ને પુરુષાર્થ પરની શ્રદ્ધા મોળી પડી, દૈવ, અકસ્માત, સંજોગો ને કશા નિયમ વગરની માણસની અભિરુચિ, એના ઉપર આધાર રાખવાની જે ટેવ પડી જાય છે, એ માણસને મારી નાખે છે. એથી માણસ નિર્વીર્ય, દૈવવાદી બની જાય છે; લાયકાત વગર, મહેનત વગર, દુનિયાના બધા ઉપભોગો પોતાને મળે એવી ઇચ્છા કરતો થાય છે; અને મેં જોયું છે કે, કેટલાક તો એવી આશા પણ બાંધતા થાય છે. મગજની નબળાઈ અને પ્રયત્નમાં થાક એ આનું પ્રથમ પરિણામ છે.

આવી ચોપડીઓ એ માણસ જાતિ ઉપર ચડાઈ કરનાર પ્લેગ કે ઇન્ફ્લુએન્ઝા જેવી છે. આજે ઘરની એ ચોપડી મારે હાથ આવે તો હું એને બાળી નાંખું, પણ કોણ જાણે આજે એ કોના હાથમાં હશે. આવું સાહિત્ય ખેતરના ઘાસની પેઠે જીવવામાં પણ જબરું. સારી ચોપડીઓ કબાટમાં અને પુસ્તકાલયોમાં ધૂળ ખાતી પડે છે પણ આવી ચોપડીઓને તો એક દિવસની પણ નવરાશ કે રજા નહીં મળતી હોય. રોગના જંતુઓ જેમ જ્યાં ત્યાં પહોંચી જાય છે, તેમ આવું સાહિત્ય સમાજમાં બધે પ્રવેશ કરે છે. રસના ઘેલા લોકો એનો પ્રચાર કરે છે અને જોખમદાર ઉન્મત્ત સાક્ષરો આવી વસ્તુઓનો બચાવ પણ કરે છે. સાચે જ—पीत्वा मोहमयीं प्रमाद-मदिराम् उन्मत्त-भूतं जगत् ।

૨મ. યા. ૨૧૩

# લોકગીતનો ઉદ્ધાર

હું નાનો હતો ત્યારે કારવારમાં ત્યાંની જેલ જોવા ગયેલો. જેલર એક ભલો ખ્રિસ્તી હતો. એને ત્યાં ટાંકણી વતી જાતજાતનાં પતંગિયાં દીવાલ પર ચોંટાડી રાખેલાં હતાં. ઈશુ ખ્રિસ્તના જેવી એમની આ સ્થિતિ જોઈ મને રોવા જેવું થઈ આવ્યું. મેં જેલરને પૂછ્યું, 'ભાઈ પતંગિયાંને આવી સજા શા માટે તમારે આપવી પડી?' તેમણે કહ્યું, 'અમારા ઘરના બગીચામાં આ પતંગિયાં હમેશાં આવતાં અને ફૂલો ઉપર નાચીકૂદીને બગીચાની શોભા વધારતાં. પણ ગયે વર્ષે અમારું મકાન વધારવું પડ્યું એટલે બગીચો અમે કાઢી નાંખ્યો. બગીચો ગયા પછી આવાં સુંદર રૂપાળાં પતંગિયાં ક્યાંથી આવે? એટલે અમે કેટલાંકને પકડીને અહીં લઈ આવ્યા અને તેમને ભીંત ઉપર ખોસી રાખ્યાં. જુઓ, તેમના સુંદર રંગ અને તેમની ભાત!' તે વખતે જેલરનું કહેવું સાંભળીને મને કંઈનું કંઈ થઈ ગયું, પણ તે વખતે મારી ભાવનાનું હું પૃથક્કરણ કરી ન શક્યો. જેલરમાં કલારસિકતા હતી એમાં શક નથી. ખૂબ મહેનત લઈ તેણે આટલી સુંદરતા—ઊડી જતી સુંદરતા પોતાના દીવાનખાનામાં સ્થિર કરી રાખી હતી. પણ—પણ કાંઈ નહિ. બગીચો ગયો ત્યારે હવે બીજું શું કરે? જેટલું એની દૃષ્ટિએ રાખ્યું રખાય તેટલું તેણે રાખી લીધું!

લોકગીતોનો સંગ્રહ આજે યુરોપમાં ઘણો થાય છે. જ્યાં સાધ્ય હોય ત્યાં લોકગીતોનો રાગ પણ ગ્રામોફોનની અડાળીઓમાં ભરી રાખવામાં આવે છે. પણ આ બધી સૂઆં શબને સંઘરવાની કળા થઈ..........

શહેરોની રહેણી, રેલવેની મુસાફરી અને છાપખાનાની સગવડ—આ ત્રિવિધ માયામાં ફસાઈ આપણે જીવનનું એક ભારેમાં ભારે કાવ્ય અને સંસ્કૃતિનો સ્વભાવ-સુંદર નમૂનો ખોઈ બેઠા છીએ. જે લોકગીતો હજાર બે હજાર વર્ષ સુખેથી જીવી શકતાં તે આ આધુનિક સુધારાની ઝેરી હવામાં પેલાં ચોમાસાનાં ઊધઈ પતંગિયાંની માફક મરી ગયાં છે અને આપણે સાહિત્યનાં સંગ્રહાલયોમાં પેલા જેલરની માફક લોકગીતોની 'મમી' કરી રાખીને સંતોષ માનીએ છીએ. લોકગીતોનો સાચો સંગ્રહ તો લણતાં ખેતરોમાં, કોસ ચાલતા કૂવા

પર, ગોવાળિયાના છોકરાનાં ટોળાંમાં, નાના છોકરાઓની રમતગમતમાં, ડોશીમાના ખોળામાં ને ડોશીમાના રેંટિયામાં, પરોઢિયાના ઘંટીના ઘમકારમાં, સૂતા બાળકના પારણામાં, નાની વહુના અલૂણાવ્રત જેવાં વ્રતમાં ને તહેવારોમાં, નવરાત્રીના ઉત્સવમાં, માતાના મંદિરમાં અને જાત્રાળુઓના સંઘમાં થઈ શકે.

આજની કેળવણીને લીધે આપણે સૂતકી 'પ્રોટેસ્ટંટ' થઈ ગયા છીએ. જીવનનો રસ લેતાં આપણે લાજીએ છીએ. જે સામાજિક સંસ્થાઓ લોકગીતોને જન્મ આપે છે અથવા એમને પાળેપોષે છે તેની સામે તો આપણે રીતસર ઝૂંબેશ જ ચલાવી છે; અને છતાં ઇચ્છીએ છીએ કે આપણાં લોકગીતો ટકી રહે. પેલા જેલરની દીવાલ પરના નિર્જીવ પતંગિયાની પેઠે સડીને કોહી ન જાય, ત્યાં સુધી પૂંઠાના પાંજરામાં આ લોકગીત રહી શકે છે. પણ તેથી કંઈ સાહિત્યને પ્રાણ ન મળે. આપણા કેળવાયેલાં લોકો જ્યારે શહેરોના કૃત્રિમ જીવનનો મોહ છોડી ગામડાંઓમાં જઈને વસશે, ત્યાંના ઓચ્છવોમાં ભળતા શીખશે અને શિષ્યભાવે એ જીવનનું અધ્યયન કરી સહાનુભૂતિપૂર્વક તેમાં સુધારો કરશે ત્યારે જ લોકગીતોનો યુગ ફરી આવશે. જૂનાં લોકગીતો જાગશે, નવાં સ્ફુરશે અને રાષ્ટ્રીય નવજીવનને વીર્યવાન અને સંસ્કારી બનાવી તેને પ્રેમ-શૌર્ય-અંકિત કરશે.

જી. ભા. ૧૪૦

## ભાષાની ભીડ

દરેક ભાષાના સુંદર સાહિત્યનાં ભાષાંતરો આપણી ભાષામાં હોવા જ જોઈએ. પણ આપણે ભૂલવું ન જોઈએ કે કોઈપણ ભાષા ભાષાંતરો ઉપર પોતાનું ગુજરાન ન ચલાવી શકે. ભાષાંતરોથી નભાવવું એ હંમેશ પડોશીને ત્યાંથી થાળી મંગાવીને જમવા જેવું છે. સ્વતંત્ર સાહિત્ય એ તો તે તે ભાષાની શક્તિ અને સમૃદ્ધિ સૂચવે છે અને તે ભાષા બોલનાર સમાજ કેટલો સંસ્કારી છે, કેવા વિચાર ઝીલી શકે છે, અને ખીલવી શકે છે એનો ખ્યાલ આપે છે. ભાષાંતરો દ્વારા તો ઉછીનાં ઘરેણાં પહેરીને જ પ્રસંગ શોભાવવાનો પ્રકાર હોય છે તેથી મૂળ દારિદ્ર જ વધારે સાલવા લાગે છે. જી. ભા. ૫૮૧

## શબ્દોનું રૂપ

કેટલાક શબ્દો ઊંડા હોય છે, કેટલાક છીછરા હોય છે. કેટલાક પુષ્ટ હોય છે, જ્યારે કેટલાક સૂકલકડી હોય છે. કેટલાક બાવળના કાંટા જેવા અણીદાર હોય છે, કેટલાક નર્મદાના પથરા જેવા ગોળમટોળ હોય છે. કેટલાક સહ્યાદ્રિના પથરા જેવા વજ્રપ્રાય હોય છે અને કેટલાક પોરબંદરી પથ્થર જેવા પોચાપોચા હોય છે. કેટલાક તપાસવા હાથમાં લો કે ભાંગીને ભૂકો! કેટલાક વિચારને સ્પષ્ટ કરે છે અને કેટલાક જાણીજોઈને વિચારને અસ્પષ્ટ રાખનાર પણ હોય છે. મુત્સદ્દી લોકો આ છેવટના શબ્દોને ખસૂસ પોતાની સેવામાં રોકે છે. કેટલાક શબ્દો છટકી જવામાં મદદગાર થાય છે. જ્યારે કેટલાક શબ્દો છટકી જનારને ખૂણામાં પકડી બાંધી દે છે. શબ્દો પરથી તે શબ્દો વાપરનાર માણસનો સ્વભાવ, દાનત, વૃત્તિ અને સંસ્કૃતિ જણાય છે. કેટલાક શબ્દો અનુભવ-ગંભીર હોય છે અને કેટલાક છોકરવાદી હોય છે. કેટલાક શબ્દો ખાનદાન તો કેટલાક લેભાગુ હોય છે.

આપણા સાહિત્યકારો જો શબ્દોની જ્ઞાતિ વ્યવસ્થા નક્કી કરે તો કેવું સારું?

જી. ભા. ૫૬૬

## સાહિત્યનું તર્પણ

જો મારે શ્રાદ્ધ કે બ્રહ્મયજ્ઞ કરવો હોય તો હું કેવળ સેનાપતિઓ, તત્વવિવેચકો, ઋષિઓ, કવિઓ, સુધારકો અને સંતોનું જ તર્પણ કરવા નહિ બેસું પણ પોતાના વ્યક્તિત્વથી મારું અને મારા સમાજનું વ્યક્તિત્વ ઘડનાર સાહિત્યકૃતિઓનું પણ હું અવશ્ય તર્પણ કરું. મારા પૂર્વજોએ પહાડો, નદીઓ, વૃક્ષો, પશુપક્ષીઓ અને આકાશની જ્યોતિઓ તેમ જ વાદળાઓનું પણ તર્પણ નહોતું કર્યું? સાહિત્ય કૃતિઓને પણ જો હું પૂજ્ય પિતરોને સ્થાન કલ્પું તો એમાં હું કશું અજુગતું નથી કરતો.

# વાંચન વિષે

જીવનમાં પાચક ઉષ્ણતા હોય છે કર્મયોગની, પુરુષાર્થની, ઊંડા ચિંતનની, નિરીક્ષણ પરીક્ષણની, શોધખોળની, ઉત્પાતની અને નવા નવા પ્રયોગોની. એ જેમ જેમ વધારે કેળવીએ તેમ તેમ વાંચન હજમ થતું જાય છે. જેમ ખોરાકનું લોહી, લોહીનું માંસ, મજ્જા, વીર્ય અને એનું ઓજસ અને આધ્યાત્મિક તેજ બની શકે છે, તેમ જ જીવન જો પુરુષાર્થમય હોય, કર્મપરાયણ હોય, કાંઈ નહિ તો અખંડ ચિંતન-રત પણ હોય અને આપણે જો ચિત્તનું ઊંડાણ સાચવી શકતા હોઈએ તો વાંચન, ઓછું હોય કે વત્તુ, જરૂર લેખે લાગવાનું. યુવાનોને આપણે ખૂબ ખાઓ એમ પણ નથી કહેતા અને ડરી ડરીને ખાઓ, એમ પણ નથી સૂચવતા પણ કસરત રમત તરફ, ખડતલપણા તરફ પ્રેરીએ છીએ. પછી ભૂખ હોય તેટલું ખાજો. હિસાબ રાખ્યા વગર ખાજો, अमितं ब्रह्मचारिणाम्। એમ કહીએ છીએ. કેમકે તંદુરસ્ત અને વીર્યવાન શરીરમાં ખોરાકનું પ્રમાણ એની મેળે સચવાય છે. એ જ સ્થિતિ વાંચનની પણ છે.

કર્મપરાયણતા વધે એટલે વાંચનનો વખત એની મેળે ઓછો થઈ જાય છે. પરિણામે વખતની કિંમત પણ આપણી પાસે વધી જાય છે. વખતની કિંમત વધ્યા પછી ગમે તેવું લખાણ વંચાય નહિ, એટલે વાચનમાં પસંદગી આવે છે. એ જ મોટામાં મોટી વસ્તુ છે. પસંદગી ન હોય તો જીવન તો વેડફાઈ જ જાય અને સાહિત્ય વિષયક કળાની અભિરુચિ પણ કેળવાતી નથી. પસંદગી પછી જ નિરીક્ષણ અને ચિંતન શરૂ થાય છે. એમાંથી પ્રયોગો કરવાની વૃત્તિ વધે છે. ભૌતિક પ્રયોગો જ નહિ પણ જીવનના પ્રયોગો. એમાંથી તેજ પ્રગટે છે અને પુરુષાર્થ પણ ફરી વધે છે. વધેલા પુરુષાર્થ સાથે વાંચનમાં ઉત્કટતા આવી જાય છે. તંદુરસ્ત લોકો જેમ શેરડીમાંથી પૂરેપૂરો રસ ચૂસી લે છે અને નબળા દાંતવાળા લોકો શેરડી સહેજ સાજ ચાવીને ફેંકી દે છે તેવું જ વાંચનનું છે.

જી. વિ. ૬૬૫

# કેળવણી

કેળવણી એ દિવ્ય વસ્તુ છે. એનો પ્રચાર
પયગંબરોના ઉત્સાહથી જ થવો જોઈએ.
એની પાછળ જીવન સર્વસ્વ રેડેલું હોય,
એની પાછળ સંપૂર્ણ આત્મ-બલિદાન હોય.

કેળવણી એ કેટલો મહત્ત્વનો વિષય છે; પવિત્ર ધંધો છે એ ભલભલા લોકો હજી જાણતા નથી. લોકો નથી જાણતા કે ધર્મમાં જે શક્તિ છે તે જ કેળવણીમાં છે.

જી. વિ. ૩૭

# મારી જીવનનિષ્ઠા

દેશમાં જેમ જેમ ધાર્મિક જીવનમાં પરિવર્તનો થતાં ગયાં અને રાજકીય આદર્શોમાં ઉત્કટતા આવતી ગઈ તેમ તેમ મારા કેળવણીના પ્રયોગોમાં ફેરફાર થતા ગયા છે. જો કોઈ વિષયનું મેં અખંડ અને વ્યાપક ચિંતન કર્યું હોય તો તે એક કેળવણીનું જ. મારા બધા રસો કેળવણી પ્રત્યેની જીવનનિષ્ઠાનો પરિપોષ કરવા માટે જ છે એમ કહી શકું.

એક રીતે કહી શકું કે મારું બીજું લખાણ વિનોદરૂપે લખાયેલું છે, જ્યારે કેળવણી વિષેનું લખાણ જીવનનું એક મિશન સમજીને અને સમાજીક જીવનની મીમાંસાના એક મહત્ત્વના અંગ તરીકે લખાયેલું છે. ગુજરાતની પ્રજા મને ભૂલે નહિ ત્યાં સુધી મને સાહિત્યકાર તરીકે ન ઓળખે પણ કેળવણીકાર તરીકે ઓળખે એવી મારી આંતરિક ઇચ્છા છે. જી. વિ. પ્રસ્તાવના

  

# કેળવણીનું રૂપ

કેળવણી કહે છે કે હું સત્તાની દાસી નથી. કાયદાની કિંકરી નથી. વિજ્ઞાનની સખી નથી. કળાની પ્રતિહારી નથી. અર્થશાસ્ત્રની બાંદી નથી. હું તો ધર્મનું પુનરાગમન છું. મનુષ્યનાં હૃદય, બુદ્ધિ તેમ જ તમામ ઇંદ્રિયોની સ્વામિની છું. માનસશાસ્ત્ર ને સમાજશાસ્ત્ર એ બે મારા પગ છે. કળા અને હુન્નર મારા હાથ છે. વિજ્ઞાન મારું મસ્તિષ્ક છે. ધર્મ મારું હૃદય છે. નિરીક્ષણ અને તર્ક મારી બે આંખો છે. ઇતિહાસ મારા કાન છે. સ્વાતંત્ર્ય મારો શ્વાસ છે. ઉત્સાહ અને ઉદ્યોગ મારા ફેફસાં છે. ધીરજ મારું વ્રત છે. શ્રદ્ધા મારું ચૈતન્ય છે. આવી હું જગદંબા છું, જગધાત્રી છું. મારી ઉપાસના કરનાર બીજા કોઈનો ઓશિયાળો નહિ રહે. એની સર્વ કામના મારી મારફતે પરિપૂર્ણ થઈ શકે એમ છે. જી. વિ. ૧૨૮

  

જેવો જીવનનો આદર્શ તેવો જ કેળવણીનો આદર્શ; જેવી જીવનસાફલ્યની કલ્પના તેવી જ અધ્યયનની દિશા. જી. વિ. ૪૧

## सा विद्या या विमुक्तये

માણસ બદ્ધ છે, અજ્ઞાની છે, કુવાસનાઓથી ઘેરાયેલો છે, પરિસ્થિતિથી જકડાયેલો છે. તેથી તેનો આત્મા દબાઈ ગયો છે. વિકાસને માટે તેને અવકાશ નથી મળતો. આ બધાં બંધનોમાંથી જે મુક્ત કરે તે જ સાચી કેળવણી. શરીરને રોગ અને દુર્બળતાથી મુક્ત કરે, બુદ્ધિને અજ્ઞાન અને ખોટા વિચારમાંથી મુક્ત કરે, મનને લાલચ, ભય અને અદેખાઈ જેવી કુવાસનાઓથી મુક્ત કરે. માણસને તેમ જ મનુષ્ય સમાજને પ્રાકૃતિક, સામાજીક, આર્થિક, રાજકીય, બૌદ્ધિક વગેરે સર્વ દાસ્યોમાંથી મુક્ત કરે, આત્માને કૃપણતા કે અહંકારના પંજામાંથી મુક્ત કરે તે જ વિદ્યા; તે જ કેળવણી!

अज्ञानेनवृतं ज्ञानं तेन मुह्यन्ति जन्तवः એ વસ્તુસ્થિતિ છે. એમાંથી જે મુક્તિ આપે તે વિદ્યા.

જી. ભા. ૪

## કેળવણીનું ધ્યેય

ભોગ અને ઐશ્વર્ય—સર્વ પ્રકારનાં ઇંદ્રિયસુખો, અને સર્વ પ્રકારનો અધિકાર—મેળવવા એ જ જીવનનું ધ્યેય છે, એમ માનનારા યુગમાં મુક્તિ એ જીવનનો અંતિમ ઉદ્દેશ છે, એમ લોકોને સમજાવવું કઠણ થઈ પડયું છે. ઇંદ્રિયો જાતજાતના સુખોપભોગ રસિકતાથી અને કુશળતાથી ભોગવી શકે એને માટે આજકાલ કેટલી બધી તરકીબો યોજેલી હોય છે અને બીજા પર છાપ કેમ પાડી શકાય, બીજાને આપણે કેમ તાબે કરી શકીએ એનો જ વિચાર માણસો કરતા હોય છે. એને જ જૂની ભાષામાં ઐશ્વર્ય કહે છે. ભોગ અને ઐશ્વર્યની લાલસા એનું જ બીજું નામ સામ્રાજ્યવાદ અથવા આસુરી સંપત્તિ. આ આસુરી સંપત્તિના વમળમાં આજે આખું જગત પડેલું છે. એને સ્વાશ્રયી સ્વરાજવાદી બનાવવું એ જ સાચી કેળવણીનું ધ્યેય છે.

જી. વિ. ૨૧૦

## કેળવણીનો આદર્શ

કેળવણીનો આદર્શ શો છે? સામાજીક પ્રતિષ્ઠા મેળવવાનું અને પૈસાદાર થવાનું એક સાધન એટલો જ કેળવણીનો અર્થ આજે રૂઢ થયો છે. પછી દંભી લોકો ભલે એને કબૂલ ન રાખે. ધનાય વિદ્યા એ આદર્શ જ્યારથી રૂઢ થયો ત્યારથી જ વિદ્યાની દુર્દશા શરૂ થઈ છે. જીવન સાફલ્ય શામાં રહેલું છે એ બતાવવું અને તે મેળવવાની શક્તિ કેળવવી એ વિદ્યાનું મુખ્ય કામ છે. સમાજને કયે રસ્તે દોરવો એનો ખ્યાલ સમર્થ માણસને આવે એટલા માટે વિદ્યાની જરૂર છે. વિદ્યાની પરંપરા જાળવતાં આવડે એ પણ વિદ્યાનું એક અંગ છે.

આજકાલની કેળવણીએ પ્રજાની સેવાની જગ્યાએ 'કરીઅર'ને નામે પ્રજાને પ્રતિષ્ઠિતપણે લૂંટી ખાવાનો આદર્શ લોકો આગળ ધર્યો છે. કોઈ જરા સ્વાર્થત્યાગની અપેક્ષા રાખે તો 'અમે કંઈ સંન્યાસી નથી થયા, અમારે મહાત્મા થવું નથી, અમને ઘરબાર છૈયાંછોકરાં છે' એમ બેશરમપણું કહેવાનું આ કેળવણી શીખવે છે. જી. વિ. ૨૬

  

## આજનો વિદ્યાર્થી

આજના વિદ્યાર્થીની મૂંઝવણનો પાર નથી. જીવનની શરૂઆતમાં જ એની આગળ જીવનના આકરામાં આકરા સવાલો ઊભા થાય છે, જેનો તાત્કાલિક નિર્ણય કર્યા વગર એક ડગલું પણ આગળ વધવું એને માટે મુશ્કેલ થઈ પડે છે. અને એનો જમાનો પણ કેવો! કશું જ સ્થિર ન મળે. ધાર્મિક, સામાજીક, આર્થિક, રાજદ્વારી, બધા જ આદર્શો આજે નિર્દયપણે કસાય છે. એમાં વળી સંસ્કારિતા, કળા, સમાજસત્તા વગેરે નવાનવા સવાલો ઉમેરાતા જાય છે અને જીવન તો દહાડે દહાડે જટિલ અને મુશ્કેલીભર્યું થતું જ જાય છે. ઘેર એક જાતની દુનિયા, ચોપડીઓમાં બીજી, શિક્ષણસંસ્થામાં ત્રીજી, સમાજમાં ચોથી અને મનોરાજ્યમાં વળી પાંચમી. આવી પંચવિધિ દુનિયાના એકીસાથે 'રહીશ' થવું એ પાંચ ભાષા એક સામટી શીખવા કરતાં કેટલુંયે અઘરું છે? અને છતાં નિર્ઘૃણ જમાનો એને વગર સંકોચે એવી પરિસ્થિતિમાં ફેંકી દે છે. જી. વિ. ૬૫૭

# અક્ષર જ્ઞાન

કેળવણીની બાબતમાં અનુભવ એવો થયો છે કે એની શરૂઆતમાં જ લિપિકાર 'ગણેશ'ને લાવી બેસાડવાથી તે વિઘ્નહર જાતે જ એક મોટું વિઘ્ન થઈ બેઠો છે. ખરું જોતાં પ્રાથમિક કેળવણી એટલે બધી ઇન્દ્રિયોની શક્તિ યોગ્ય રીતે વિકસાવવાની કળા. વિશ્વને વિષેની તે જમાનાને જરૂરની એવી માહિતી મેળવવી, નિરીક્ષણ, પરીક્ષણ, પ્રયોગ, અનુમાન વગેરે જ્ઞાન પ્રાપ્તિના સાધનોમાં કુશળતા મેળવવી અને જીવન કૃતાર્થ કરવા સારુ વિચાર, વિકાર, વાસના, આકાંક્ષા એ બધાને ઇષ્ટ વલણ આપવું. આ બધું યોગ્ય માણસોની દેખરેખ નીચે લિપિના આધાર વગર શરૂ થવું જોઈએ. બાળક નાનું હોય કે મોટું હોય, જે પ્રમાણે માને બદલે રબરની ટોટીવાળી બાટલીથી તેનું નહિ ચાલે તે જ પ્રમાણે જ્ઞાનદાતા ગુરુજનના અવેજમાં છોકરાંઓ આગળ રોચક અને વિવિધ સાહિત્ય ગોઠવવાથી ચાલવાનું નથી. જ્ઞાનની ઊગતી ભૂખને જ્યારે શિક્ષક ન પહોંચી શકે ત્યારે જ સાહિત્યગ્રંથના પરિચયની જરૂર રહે છે. એટલા સારુ કેળવણીની શરૂઆત લિપિજ્ઞાનથી ન કરતાં, શ્રવણ અનુકરણ, અને નિરીક્ષણથી જ થવી જોઈએ. કંઠમાંથી નીકળતા અને કાનથી ગ્રહણ થતા ધ્વનિને આંગળીથી નિર્માણ થતી અને આંખોથી જોઈને ગ્રહણ થતા રેખાઓ તેમ જ આકૃતિઓ દ્વારા વ્યક્ત કરવો એ બહુ ગૂંચવણિયો વ્યાપાર છે. એકાદ લોટો જોયા પછી તેની આકૃતિ કાઢવી એ સ્વાભાવિક છે. પણ 'ઢ' નિશાનીથી બતાવાતા ઉચ્ચારનો અવાજ કાઢતા જ તે બતાવવા સારુ જ્ઞાનદાતા ગણપતિની સૂંઢનું જ ચિત્ર શા સારું કાઢવું? અવાજ અને આકૃતિનો આ સંબંધ ક્યાંથી બંધાયો તે બિચારા બાળકને શી રીતે સમજાય? આકૃતિ પરથી ધ્વનિ ઓળખી કાઢવો અને ધ્વનિ સાંભળીને તેની આકૃતિ દોરવી એ જાદુ અથવા કસરત જ્યારે વિદ્યાર્થીને આવડતાં નથી ત્યારે તેને ધીરે ધીરે એમ લાગે છે કે આપણે ખરેખર જ 'ઢ' છીએ. અને શિક્ષક પણ કહે છે કે 'અરે ઢબ્બુ! તને શું કહેવું? તું તો એવો 'ઢ' છે કે 'ઢ' પણ ઓળખી શકતો નથી!'

# ખીલતી કળી

આખી દુનિયા મુગ્ધતા ઉપર મુગ્ધ હોય છે. મુગ્ધતા પોતાનું સૌંદર્ય અને વીર્ય પોતે જાણે નહિ એમાં જ મોહકતાની પરિસીમા હોય છે. કિશોરવય એ મુગ્ધતાની મૂર્તિ છે; ખીલવા માંગતી કળી છે. સર્વોચ્ચ આકાંક્ષાઓનું અને આદર્શોનું બીજારોપણ એ જ વયમાં થાય છે. માણસ કિશોરવયમાં છે ત્યાં સુધી મોટે ભાગે એનામાં સત્ત્વગુણ જ પ્રગટ થયેલો હોય છે, તેથી કોઈ પણ ઉચ્ચ ઉદાત્ત અને આર્યઆદર્શ એને સ્વાભાવિક જણાય છે. એ આદર્શ પાછળ એ વયમાં વ્યક્તિગત સ્વાર્થ કે મહત્વાકાંક્ષા હોતી નથી. એ વયમાં આદર્શો વ્યવહારની કઠણ કસોટી ઉપર કસવાના ન હોવાથી તે કાળે હૈયામાં શ્રદ્ધા અને અશ્રદ્ધાનું મિશ્રણ થતું નથી. કેવળ કાવ્યમય શ્રદ્ધા જ માણસના હૃદયનો કબજો લઈ શકે છે. ધાર્મિકતાનો ઉદય પણ આજ ઉમરમાં થાય છે.

આજકાલના યુવાનોને સ્વપ્નાં સેવવાની ભલામણ કરવામાં આવે છે. ખરું જોતાં સ્વપ્નાં તો કિશોરવયમાં સેવવાનાં હોય છે. કિશોરે કુમાર વયમાં પ્રવેશ કર્યો એટલે સ્વપ્નાં સાચાં કેમ પાડવાં એની યોજના પાછળ એને મથવાનું રહે છે. કુમારવયમાં પુરુષાર્થ ખીલવવાનો હોય છે. કિશોરવયમાં શરીર ખીલે, ભાષા ખીલે, ઉત્સાહ ખીલે, જ્ઞાનની ભૂખ ખીલે, આદર્શોનું આકલન થાય, ધર્મ પ્રત્યે, ધાર્મિક મહાન પુરુષો પ્રત્યે અને વીરકર્મ પ્રત્યે ભક્તિ જાગે એ જરૂરનું હોય છે. કિશોરને જ્ઞાન હોય છે કે પોતે બાળક છે એથી એને આજ્ઞાધારકપણામાં ગૌરવ જણાય છે. એ વિભૂતિપૂજા અને આજ્ઞાપાલનમાંથી સેવાભાવ પ્રગટ કરે છે અને સેવાભાવ એ જ ધાર્મિકતા અને વીરતાનું મંગલાચરણ હોઈ એમાંથી જ સર્વ આર્યસદ્‌ગુણો ફૂટવા માંડે છે. કિશોરવય ખરું જોતાં દૈવી જીવનની નાનીશી આવૃત્તિ છે. કિશોરોને દોરવા, એમની જ્ઞાનની ભૂખ વધારવી અને તૃપ્ત કરવી એ મોટેરાંઓનો પવિત્ર ધર્મ છે. કિશોર-જીવનની પવિત્રતા સાચવવી એ દરેકની ફરજ છે.

કિશોર માસિકમાંથી

## ઉજળિયાત કેળવણી

આજનો શિક્ષિત સમાજ આમપ્રજાને–આખી પ્રજાને કેળવણી આપવા તૈયાર થયો છે. અને છતાં એ એમ જ માને છે કે કેળવણી એટલે ઉજળિયાત કેળવણી, કેવળ અક્ષરની કેળવણી, સાહિત્યની કેળવણી, નવરાશની કેળવણી, નવરાશ ઉત્પન્ન કરવા માટે સામાજીક અસમાનતા ઉત્પન્ન કરવાની કે ટકાવવાની કેળવણી. હવે એવી કેળવણી શી રીતે વિરાટ–સમાજ–વ્યાપી થઈ શકે? કેળવાયેલો માણસ અંગચોર— સુંવાળા હાડકાંનો; એ શ્રમજીવી થવા કરતાં આત્મા વેચવાનું પસંદ કરે. એણે ખીલવેલી કેળવણી જે દિવસે આખો સમાજ સ્વીકારે તે દિવસે અનાજ કોણ ઉગાડે, ઘર કોણ બાંધે, કપડાં કોણ વણે, વાસણો કોણ ઘડે અને સંદેશાઓને લઈને કોણ દોડે?

એટલે એ સ્પષ્ટ છે કે આમપ્રજાની કેળવણી કોઈ કાળે ઉજળિયાત કેળવણી ન જ થઈ શકે. આપણે એ રાષ્ટ્રીય સિદ્ધાંત તરીકે ગોખી રાખવું જોઈએ કે ‘ઉજળિયાત કેળવણી એ રાષ્ટ્રીય કેળવણી નથી.’

જી. વિ. ૯૪

## સાહિત્યપ્રધાન કેળવણી

સાહિત્યપ્રધાન કેળવણીથી બુદ્ધિ ખીલે જ છે એમ આપણે માનીએ છીએ. પણ તે માન્યતા પાછળ કંઈક ભ્રમ રહેલો છે. કેવળ સાહિત્યપ્રધાન કેળવણી ઉછીના વિચારોનો તૈયાર માલ પૂરો પાડે છે. તેથી ઘણા લોકો ઘણા વિચારો ધરાવે છે. સ્વતંત્ર વિચાર બહુ જ થોડા લોકો કરે છે. એ વિચારની કેળવણી નથી, પણ વિચારનો વળગાડ છે. એ શક્તિ નથી પણ બોજો છે. ઔદ્યોગિક જીવનની સચોટ કસોટી પર માન્યતાઓ અને વિચારો જો રોજ કસાય તો વિચારમય ધાર્મિક જીવન સાચેસાચું કેળવાય. તૈયાર વિચારો પહેરવાની ટેવ એકવાર પડી જાય એટલે ગ્રંથો પરનો આધાર વધે છે.

એમાંથી જ આપણને પરદેશમાંથી પ્રેરણા લેવાની ટેવ પડવા લાગી છે. ઇંગ્લંડ, ફ્રાન્સ, અમેરિકા, જર્મની, રશિયા જે કોઈ દેશ વિચારનો તૈયાર માલ આપણે ત્યાં મોકલે તેને વધાવી લેવા આપણે તૈયાર!!

જી. વિ. ૯

# હાથપગની કેળવણી

એક વસ્તુ તરફ ભલભલા કેળવણીકારોનું પણ ધ્યાન ગયું નથી. 'હાથપગની કેળવણીથી કૌશલ્ય કેળવાય છે એટલું જ નહીં પણ રચનાત્મક બુદ્ધિ ખીલે છે અને સંસ્કારિતા કેળવાય છે,' એનું ભાન જોઈએ એટલા લોકોને નથી થયું એ દુઃખની વાત છે જ. પણ હાથપગના સ્વાશ્રય વિના ચારિત્ર્ય પણ કોઈ કાળે કેળવાતું નથી; કેળવાય તો એ મજબૂત થતું નથી. અણીને પ્રસંગે દગો દે છે એ વસ્તુ તરફ કોઈએ ધ્યાન સરખું ખેંચ્યું નથી. એટલે 'ધ્યાન ખેંચ્યા છતાં લોકો એ તરફ દુર્લક્ષ કરે છે' એવી ફરિયાદ કરવાનો અવકાશ હજુ મળ્યો નથી. વિલાસિતા અને અપંગતા જાળવીને કોઈએ ચારિત્ર્ય સાચવ્યું છે એમ આજ સુધી બન્યું નથી. કેમકે એ વાત મનુષ્ય સ્વભાવથી વિરુદ્ધ છે. સ્વાશ્રય અને સંયમ એ ચારિત્ર્યના બે ફેફસાં છે. એ ચાલે નહિ તો પ્રાણ એક ક્ષણ પણ ટકે નહિ. જ્યાં સ્વાશ્રય અને સંયમ નથી ત્યાં ડગલે ને પગલે ધારેલું જીવન અનેક જાતની લુચ્ચાઈ અને કપટનીતિનો આશ્રય શોધે છે અને પછી આડી-અવળી દલીલોથી આત્મવંચના અને સમાજવંચના કરી પોતાનો બચાવ શોધે છે. જે માણસ હાથપગ વાપરીને મહેનતનું કામ કરવાનો આનંદ લે છે તેનામાં અખૂટ હિંમત હોવાથી એને નાસીપાસ થવાનો વારો આવતો નથી. એ દિલદાર હોય છે. બીજાની મૂંઝવણ જોઈ એનું હૈયું સહેજે પીગળે છે. વિકટમાં વિકટ પરિસ્થિતિમાં પણ 'ટકીશ કે કેમ' એવો અણવિશ્વાસ એની પાસે આવતો નથી. કેમકે જાતમહેનતની બેન્કનું કદી દેવાળું નીકળતું નથી. કીનાખોરીનું પ્રમાણ કાઢવા બેસીએ તો દેખાશે કે હાથપગ ન વાપરવાથી જેઓ અપંગ થયા છે, પરાવલંબી અને આશ્રિત બન્યા છે તેમનામાં કીનાખોરી વધારે હોય છે. સ્વાશ્રય તો હંમેશા ઉદાત્ત જ હોય અને છતાં એનામાં ઉદારતાનો ડોળ કરનાર ઉડાઉપણું નથી હોતું એ ખાસ લાભ છે.

જી. વિ. ૧૦૫

અખંડ વ્યાપક જીવનનો એકસામટો જો કોઈ વિચાર કરતું હોય તો એ કાં તો કોઈ સાર્વભૌમ કવિ કરે છે અથવા શ્રેષ્ઠ નવલકથાકાર. કેળવણીકારનું તો એ મિશન જ છે.

જી. ભા. ૨૧૯

# ઉદ્યોગપ્રધાન કેળવણી

સંસ્કારિતા જો પ્રજાવ્યાપી કરવી હોય તો તે ઉદ્યોગપ્રધાન જ હોવી જોઈએ. ઈશ્વરની દુનિયામાં ઉદ્યોગ એ જ મનુષ્યજીવનનું પ્રધાન અંગ છે. તુકારામ, કબીર અથવા સેંટ પોલ જેવા સંતો ઉદ્યોગની પ્રવૃત્તિથી પોતાનું જીવન શુદ્ધ રાખી શક્યા. ધર્માચરણથી ઉપજતું આશ્વાસન, સમાજસેવાની શાંતિ, ઉદ્યોગનું રસાયણ અને કેળવણીનો ઓપ—આ ચતુર્વિધ સાધનામાંથી જ વ્યક્તિગત અને રાષ્ટ્રગત કૃતાર્થતા માણસને મળવાની છે, એ જ્યારે સમજાશે ત્યારે જ સત્યયુગની શરૂઆત થશે, અથવા પૌરાણિક ભાષામાં કહીએ તો રામરાજ્ય સ્થપાશે.

'ત્યાગોદ્યોગની કેળવણી' એ હવે આપણો પ્રધાન ઉદ્દેશ થયો છે. એવા ઉદ્યોગો શોધીએ કે જેમાંથી બેચાર ધનિકોને રોજના હજાર રૂપિયા મળવાને બદલે ભૂખે મરતા હજારો લોકોને કંઈક રોજી અપાવી શકાય. એવા રાષ્ટ્રીય ઉદ્યોગોને કેંદ્રમાં રાખીને એમના પહોળા અને મજબૂત પાયા પર રાષ્ટ્રીય જીવનની ઇમારત ચણવાની છે. આવી કેળવણીને પરિણામે જીવનપલટો થવો જ જોઈએ. આજનો જમાનો સાદાઈથી અને ગરીબાઈથી એટલો તો બીએ છે અને કાયર થયો છે કે ગરીબાઈનો સ્વીકાર કરવા કરતાં એની પાછળ રહેલા સત્યનો જ યુક્તિપ્રયુક્તિથી ઇનકાર કરવા તે મથે છે. ગરીબાઈ સ્વીકાર્યા વગર વ્યાપક સમાજસેવા થઈ શકતી નથી. તેથી સમાજસેવાના છીછરા અને સહેલા કાર્યક્રમો તે શોધી કાઢે છે. જી. વિ. ૮

# શારીરિકશ્રમ અને કેળવણી

જગતમાં અધિકાંશ સંખ્યા સ્ત્રીઓની હોય કે પુરુષોની હોય પણ શ્રમજીવીઓની તો છે જ. શારીરિકશ્રમ જો દરેકને યોગ્ય પ્રમાણમાં કરવો પડે તો તે શાપરૂપ નથી પરંતુ આનંદનું એક સુંદર, નીરોગી અને પૌષ્ટિક સાધન છે. શ્રમ ન કરતાં હમેશ છાયામાં રહેનાર લોકોનું જીવન સ્વાભાવિક ન હોઈ અપવાદાત્મક અને કૃત્રિમ હોય છે, એટલું કબૂલ કર્યા પછી રાષ્ટ્રવ્યાપી કેળવણીમાં મહત્ત્વના ફેરફાર થવા જ જોઈએ. લો. જી. ૨૨૫

## મરદાની કેળવણી

મરદાની કેળવણીનો પ્રથમ સિદ્ધાંત એ જ હોવો જોઈએ કે જે મહેનત કરવા તૈયાર નથી તેને ભણવાનો હક નથી; કોઈ પણ વિદ્યાર્થી મજૂર મટી પંડિત ન જ બની શકે. કેળવણીના મહેનતાણા તરીકે માણસ ધન ભલે ન આપી શકે, પણ તેણે મહેનત તો આપવી જ જોઈએ. કેળવણી લેનાર માણસ સમાજ પાસેથી ખાવા માટે અનાજ ભલે લે, પણ તે રાંધવાની મહેનત તો પોતે જ કરે; પોતાનો ભાર ભલે માબાપ મારફતે સમાજ ઉપર રાખે, પણ પોતાના જેવા અનેક વિદ્યાર્થીઓને ભણાવનાર ગુરુની આજીવિકાનો ભાર તો તે પોતે જ ઊંચકે. કેળવણીને પરિણામે માણસ અનેક જાતની આવડત ખૂબ મેળવે, પણ જોખમ વગર જીવવાની આવડત હરગીજ ન કેળવે.

કેમકે જોખમ એ જ જીવનનું હીર છે, અને જોખમ સાથે લડતા રહેવું એમાં જ જીવનનું વીર્ય રહેલું છે. જી. વિ. ૨૫

  

## સાર્વભૌમ વિદ્યા

પ્રથમ વિદ્યા છે શૌચ અને આરોગ્યની. બીજી વિદ્યા છે અન્ન-વસ્ત્ર મેળવવાની. જ્યાં સુધી અન્ન-વસ્ત્ર વિના કોઈ ચલાવી નથી શકતું ત્યાં સુધી દરેક દેહધારીનો ધર્મ છે કે તેણે આ સાર્વભૌમ વિદ્યાઓ શીખી લેવી. હળ ચલાવવાથી માંડીને રાંધવા સુધીની અને પીંજવાથી માંડીને સીવવા સુધીની બધી કળા દરેક માણસ સહેલાઈથી શીખી શકે છે. અને એટલું શીખવામાં અંકગણિત, ભૂમિતિથી માંડીને પશુપાલન અને સંપત્તિશાસ્ત્ર સુધીના દરેક શાસ્ત્રનું મૂળ સ્વરૂપ માણસ શીખી જ જાય છે. જે કાંઈ થોડું રહી જાય છે તે ત્રીજી વિદ્યા વાસ્તુવિદ્યામાં પૂરું થઈ જાય છે. વાસ્તુવિદ્યામાં ગૃહરચના, ગ્રામરચના, અને નગરરચના સુધીનું બધું આવી જાય છે.

દરેક માણસ ભાષા બોલે છે, એટલા માટે એણે વ્યાકરણ શીખવું જ જોઈએ એ દલીલ જો ખરી હોય, તો દરેક માણસ ઘરમાં રહે છે એટલા માટે ગૃહરચનાના આવશ્યક અંગોનો તેને પરિચય હોવો જ જોઈએ, એવો સિદ્ધાંત પ્રતિપાદન કરવામાં કશી અડચણ દેખાતી નથી.

જી. વિ. ૧૭૨

# ઔદ્યોગિક કેળવણી

જૂની કેળવણીમાં અક્ષરો સારા કરવા અને ઘણી વસ્તુઓ મોઢે કરવી એના ઉપર જ આધાર રખાતો. કર્મનું કૌશલ જૂના વખતમાં કેળવાતું નહિ એમ તો કોઈ કહી ન શકે; પણ એ કેળવણીનું ક્ષેત્ર ઓછું ગણાતું. કાળે કરીને છાત્રાલયોમાં સ્વાવલંબન અને સમતા જેવાં તત્ત્વોનો પ્રવેશ થયો, અને પરિશ્રમે કેળવણીની કિનારી ઉપર પગ મૂક્યો. ધીમે ધીમે સંગીત, ચિત્રણ વગેરે શણગાર-રૂપ કળાઓ કેળવણીમાં દાખલ થઈ અને હોંશના હુન્નરો પણ એની સાથે આવ્યા. 'લેખન વાચન, ગણિત' એ જૂનો ત્રિવિધ કાર્યક્રમ જ્યારે અધૂરો જણાયો, ત્યારે 'ભેજું, હાથ અને હૈયું' એ ત્રણ અંગોનો સાર્વત્રિક વિકાસ એ જ કેળવણી, એવી વ્યાખ્યા આપણી આગળ ઊભી થઈ. આ રીતે ઇંદ્રિયોના વિકાસનો આદર્શ સાચવવા ખાતર હસ્તકૌશલ તરફ ધ્યાન અપાવા લાગ્યું...

ઇંદ્રિયોની કેળવણી, શારીરિક વિકાસ અને હુન્નરની આવડત એ બધું એકત્ર થઈ ઔદ્યોગિક કેળવણીનો આદર્શ ઘડાયો. 'ભેજું, હાથ અને હૈયાનું' સૂત્ર કોરે પડી સાંસ્કૃતિક ઉદાર કેળવણી કે ઔદ્યોગિક કેળવણી એ સવાલ ઊભો થયો. હાઇસ્કૂલ કૉલેજોમાં સંસ્કારોની ઉદાર કેળવણી જ મળતી અને ઔદ્યોગિક કેળવણીને અર્થે કલાભવનો સ્થપાયાં.

સાચું જોતાં સંસ્કારની કેળવણી અમુક લોકો માટે અને ઉદ્યોગની કેળવણી બીજા લોકો માટે એવો ભેદ કરવો જોઈતો જ ન હતો. રાષ્ટ્રમાં જો સામર્થ્ય કેળવવાની ઇચ્છા હોય, તેજસ્વિતા જગાડવી હોય, દીર્ઘ ઉદ્યોગ ખીલવવો હોય, તો અક્ષર અને હુન્નર એ બન્ને વિખૂટા ન જ પડાય. ઔદ્યોગિક કેળવણી દ્વારા શરીર કેળવાય છે, ઇંદ્રિયોનો વિકાસ થાય છે, આર્થિક મૂંઝવણ દૂર થાય છે. સ્વાશ્રય શક્ય થાય છે, વગેરે લાભો તો છે જ; એ લાભો નિર્વિવાદ છે. પણ ઔદ્યોગિક કેળવણીનો મુખ્ય લાભ તો ચારિત્ર્યની તેજસ્વિતામાં રહેલો છે. ઔદ્યોગિક કેળવણી લેતી પ્રજા વ્યવહારમાં ચારિત્ર્ય સંપન્ન અને ટેકીલી થાય છે. ઔદ્યોગિક કેળવણીનો એ લાભ આપણે પૂરતો ધ્યાનમાં લીધો નથી.

જી. વિ. ૫૧

# સ્ત્રૈણ કેળવણી

સ્ત્રૈણ કેળવણી એટલે સ્ત્રી કેળવણી નહીં. સ્ત્રૈણ કેળવણી શરીરશ્રમથી ડરે છે. સ્ત્રૈણ કેળવણી કોઈ કાળે જોખમ વહોરી નથી લેતી. સ્ત્રૈણ કેળવણી વિલાસપ્રિય હોય છે. જે સહેલું હોય, ટૂંકું હોય, વગર મહેનતે મળતું હોય, જેને માટે તપ કે યજ્ઞ કરવાં ન પડે, તે સ્ત્રૈણ કેળવણીને પસંદ હોય. સ્ત્રૈણ કેળવણી ઉપર–ઉપરના ભભકાના ભુલાવામાં પડે. સ્ત્રૈણ કેળવણી ટૂંકો અને ક્ષણિક સ્વાર્થ જ જુએ છે. સ્ત્રૈણ કેળવણીમાં પુરુષાર્થ ક્યાંથી હોય? મહેનત એ સ્ત્રૈણ સ્વભાવથી વિરુદ્ધ છે. સ્ત્રૈણ સ્વભાવ એટલે સ્ત્રી સ્વભાવ નહિ. સ્ત્રીઓ તો આજે પણ હિંદુસ્તાનમાં ભારેમાં ભારે તપ અને યજ્ઞ કરે છે......સ્ત્રી સ્વાભાવમાં તેજ હોય છે પણ સ્ત્રૈણ સ્વભાવમાં તેનો પૂર્ણ અભાવ હોય છે. સ્ત્રૈણ સ્વભાવમાં બીકણ 'દૂરંદેશીપણું', નામર્દ 'ડહાપણ' અને સલામતી તરફની પામર દૃષ્ટિ પૂરેપૂરા હોય છે.

સ્ત્રૈણ કેળવણીનો ત્યાગ કરવો સહેલો છે, પણ સ્ત્રૈણ કેળવણીને લીધે કેળવેલો સ્ત્રૈણ સ્વભાવ છોડવો સહેલો નથી. આજે દરેક જણ કેળવણીને અંતે સરસ 'કરીઅર' પ્રાપ્ત થાય એમ ઇચ્છે છે. 'કરીઅર'નો ખ્યાલ રાખવો એમાં કશું ખોટું નથી. પણ 'કરીઅર' બે જાતની હોય છે. 'કરીઅર' મરદાની પણ હોય છે. જેમાં કમાવવાની અને ગુમાવવાવી હિંમત હોય છે. જેમાં સંકટ સામે ઝૂઝવામાં રહેલો નિરતિશય આનંદ માણવાની વૃત્તિ હોય છે. જેમાં મરીને કીર્તિરૂપે જીવવાની લાલસા હોય છે, એવી 'કરીઅર તે મરદાની કરીઅર'. જાન જાય પણ ઇમાન ન જાય, ગરીબાઈ ભલે આવે પણ નૂર ન ગુમાવાય, મહેનત ભલે કરવી પડે પણ અન્યાયનો રોટલો ન ખવાય—એવો સ્વભાવ તે મરદાની સ્વભાવ. આજે ઘણા ખરા વિદ્યાર્થીઓ મેદાની રમતો કરતાં પાનાં રમવાનું વધારે પસંદ કરે અને બીબાં ગોઠવવાં કરતાં કારકુન થવાનું વધારે પસંદ કરે. એનું કારણ સ્ત્રૈણ કેળવણીની જ અસર છે. જી. વિ. ૨૪

સૌન્દર્યોપાસના જૂદી અને ભોગવિલાસ જૂદા. બન્નેના પરિણામમાં સ્વર્ગ અને નરક જેટલું અંતર છે. જી । ૨૮૨

# અંગ્રેજી મારફતે કેળવણી

અંગ્રેજી કેળવણીને લીધે જ હિન્દુસ્તાનનું રાજ્યતંત્ર અંગ્રે ભાષામાં ચાલી શકે છે, અને તેથી ગરીબ પ્રજા પર વધારે જુલમ થા છે અને પ્રજાને તે મૂંગે મોઢે સહન કરવો પડે છે.

અમેરિકાનો કોઈ પણ માણસ પોતાના કુટુંબનો ઇતિહાસ લે ત્યારે એને જેમ પોતાના કુટુંબનો મૂળ પુરુષ યુરોપમાં શોધવો પડે છે તેમ જ આપણા અંગ્રેજી ભણેલા લોકો જ્યારે કોઈ પણ વિષય પ વિચાર કે વિવેચન કરે છે ત્યારે તેમને હંમેશ યુરોપની પરંપરા ત્યાંનો અનુભવ અને ત્યાંની દલીલો પ્રમાણ તરીકે લેવાની ટેવ પડેલ હોય છે. એટલે આપણે પોતાનો વારસો છોડી પરાયા વારસા પ પ્રતિષ્ઠિત થવા માંગીએ છીએ.

આટલું બધું નુકસાન હોવા છતાં આપણે અંગ્રેજી ભણીએ છીએ શાને લોભે? એટલા જ ખાતર કે થોડી કમાણી વધારે થાય અને રાજદરબારમાં અપ્રતિષ્ઠા ઓછી ભોગવવી પડે. પણ એ કમાણી પરદેશી વસ્તુનો વેપાર કરી અથવા પરદેશી સરકારને જુલમ કરવામાં પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે મદદ કરી મેળવવાની હોય છે. કોઈ મજૂર જેમ કલેકટરનો પટાવાળો થઈ ગયા પછી પોતાની જ જ્ઞાતિનો તિરસ્કાર કરવામાં પોતાને કૃતાર્થ માને છે તેમ સહેજસાજ અંગ્રેજીના જ્ઞાનથી ફૂલાઈ જઈ પોતાના જ સમાજ તરફ તોછડાઈનું વર્તન રાખે છે. સારા સંસ્કારી લોકોમાં એવો દોષ ઓછો જણાય છે. અને તેની સામાજીક પ્રતિષ્ઠાને લીધે તે ઢંકાઈ પણ જાય છે. પણ આ પરિસ્થિતિને લીધે દેશનો પાર વિનાનો તેજોવધ થાય છે.

ટૂંકામાં કહીએ તો અંગ્રેજી કેળવણીને લઈને આપણે પોતાની સંસ્કૃતિ ખોઈ બેઠા, સમાધાન ખોઈ બેઠા, સમાજનો સંપ તોડી નાખ્યો, સ્વદેશનું ધન પરદેશ મોકલ્યું. હીન બની પારકાઓની જાતજાતની ગુલામી કરી અને સ્વરાજના રસ્તામાં આપણે મોટા અન્તરાયરૂપ થઈ પડ્યા. એ બધા દોષો દીવા જેટલા સ્પષ્ટ હોવા છતાં આપણે તે જોઈ શકતા નથી, એ પણ એ કેળવણીની જ બલિહારી. હિન્દની પાયમાલીનાં બીજા બધાં કારણો લોકો સહેલાઈથી સ્વીકારશે, પણ અંગ્રેજી કેળવણી પણ આપણી પાયમાલીનું એક મોટું કારણ છે એમ કહેતાં

કેટલાય લોકો આપણો સખત વિરોધ કરશે એ દેખીતું છે; કેમકે બીજાં કારણોની અસર આપણા પોષાક પર, આપણાં ગજવા પર, આપણી કુટુંબવ્યવસ્થા પર અથવા આપણી તંદુરસ્તી પર થઈ હશે, પણ અંગ્રેજી કેળવણીની અસર તો આપણા મગજ અને હૈયાં ઉપર જ થઈ છે. એ કેળવણી દ્વારા આત્મા હણાયો છે.

હિંદુસ્તાનમાં કોઈ પણ માણસ કોઈ પણ કાળે અંગ્રેજી ન જ ભણે એમ કહેવાનો અહીં આશય નથી. પણ અંગ્રેજીને પ્રાથમિક અથવા રાષ્ટ્રવ્યાપી કેળવણીમાં તો સ્થાન ન હોય. મુખ્ય કેળવણીના સંસ્કારો પૂરા થયા પછી જેને અંગ્રેજી ભાષાનું જ્ઞાન મેળવવું હોય તે ભલે મેળવે. તેમાંથી તે ઘણો લાભ મેળવી શકશે. કેળવણીમાં અંગ્રેજીને સ્થાન આપવું જ હોય તો તે જેટલું મોડામાં મોડું અપાય તેટલું વધારે ઠીક. સ્વદેશી, સ્વકર્મ, સ્વધર્મ, સ્વભાષા અને સ્વરાજ્યના સંસ્કારો દૃઢ થયા પછી જ જો અંગ્રેજી સાહિત્યનો કોઈ અભ્યાસ કરે તો તેમાંથી તે ઘણો લાભ ઉઠાવી શકશે.

કા. લે. ૨૩૦

## અંગ્રેજીની અસર

અંગ્રેજોએ જે દિવસે હિંદુસ્તાન પોતાના કબજામાં લીધું તે દિવસે આપણે પરતંત્ર થયા એમ નથી. પણ જે દિવસથી કેવળ અંગ્રેજોની દૃષ્ટિથી આપણે આપણા સામાજિક, ધાર્મિક, અને સાહિત્ય વિષયક પ્રશ્નોનું નિરીક્ષણ કરવા લાગ્યા તે દિવસથી આપણે ખરેખરા પરતંત્ર થયા.

કા. લે. ૬૦

મનુષ્યની કેળવણીમાં મોટામાં મોટો કોઈ વિષય હોય તો તે 'મનુષ્ય જ' છે. સર્વ શાસ્ત્રો, સર્વ કળાઓ, ઇતિહાસ, વિજ્ઞાન, સમાજશાસ્ત્ર અને ધર્મશાસ્ત્ર બધું માણસને માટે જ છે.

જી. ભા. ૭૩

# અંગ્રેજીનો પગપેસારો

અંગ્રેજી કેળવણીનું મોટામાં મોટું દુર્દૈવ એ છે કે સંસ્કૃતિ, સુધારો, સભ્યતા, જ્ઞાનનો વિસ્તાર, વગેરે ઉચ્ચ આદર્શને નામે તે આપણી સમક્ષ આવે છે, પણ આજીવિકાનું સાધન, દોઢીયા કમાવાની તરકીબ, અને રાજ-માન્યતાના બારણા તરીકે જ એનો સ્વીકાર થતો આવ્યો છે. આનાં ઐતિહાસિક કારણો છે. અંગ્રેજી કેળવણીની શરૂઆત આપણે ત્યાં મિશનરી લોકોએ કરી. તેમને અહીંની 'વહેમી' સંસ્કૃતિ તોડીને ખ્રિસ્તી સંસ્કૃતિ દાખલ કરવી હતી. સ્વધર્મનો ઉચ્છેદ કરનાર એવી એ કેળવણી ભારતવર્ષની સભ્ય પ્રજા એમને એમ તો ન જ સ્વીકારત. પણ તે વખતની વેપારી સરકારને અંગ્રેજી જાણનાર કારકુનો અને આડતિયા જોઈતા હતા. એટલે એમણે અંગ્રેજી ભણેલાઓને મોં માગ્યા કરતાં પણ વધારે પગાર આપીને રોકવાનું શરૂ કર્યું. આથી લાલચુ લોકો એમાં ફસાયા અને અણગમતી કેળવણી લોકોએ ગમતી કરી. મિશનરી લોકો જો એકલું ખ્રિસ્તપુરાણ લઈને આવ્યા હોત તો કશું બગડત નહિ, પણ એમને તો અહીંના સમાજધર્મથી વિરુદ્ધ એવી પાશ્ચાત્ય સંસ્કૃતિ દાખલ કરવી હતી. એકલો ઇશુ જ આવત તો એને કબીર કે નાનક જેવા સંત તરીકે વધાવી લીધો હોત, પણ આપણી સામે તો ખ્રિસ્તીના નામે આહારવિહારના શિથિલતા સૂચવનારી, મદ્યમાંસને પ્રતિષ્ઠા આપનારી સંસ્કૃતિ આવીને ઊભી. મોગલ સલ્તનત સામે જે પ્રજા ટકી તે બ્રિટિશ લાલચ આગળ ન ટકી શકી, અને પ્રજાએ હૃદયમાં દ્વેષ રાખતાં છતાં મગજમાં અંગ્રેજી કેળવણીનો સ્વીકાર કર્યો. તે દિવસથી પ્રજાને થયું ખરું કે આપણાં ઉપર કંઈક રાષ્ટ્રીય આપત્તિ આવી પડી છે. છતાં પ્રજાએ જ એ આપત્તિનો સ્વીકાર કર્યો અને એ કેળવણીમાંથી ઉદ્ધારનો રસ્તો શોધ્યો. આવી વૃત્તિમાં તર્કદોષ ભલે હોય પણ એમાં ઐતિહાસિક સત્ય તો છે જ.

જી. વિ. ૧૨૦

❧ ❧ ❧

માણસની કિંમત જેમ એના વર્તન ઉપરથી થાય છે તેમ એણે પસંદ કરેલાં ઘરના વાસણ-કૂસણ, ખુરશી-બાજઠ વગેરે રાચરચીલાં પરથી પણ થાય છે. જી. આ. ૨૮૦

# હિંદમાં અંગ્રેજીની અમાસ

મારા પિતાશ્રીએ મને એક રમૂજી વાત કહી હતી.

કંપની સરકારનું રાજ્ય સ્થપાયું ત્યારે શરૂઆતમાં એમણે લોકો પર પોતાના રાજ્યની છાપ બેસાડવા ખાતર એવો રિવાજ રાખેલો કે અંગ્રેજી ચાર ચોપડી ભણનારને કારકુનની નોકરી આપવી અને તેને બીજા કરતાં ચાર ગણો પગાર આપવો અને તે ઉપરાંત જ્યારે તે પોતાના ઘરેથી ઑફિસે જાય અગર ઑફિસેથી પાછો ઘેર આવે ત્યારે તેને તેડવા અને મૂકવા માટે પાલખી મોકલવી. એ વખતે સમાજમાં પાલખીની ભારે પ્રતિષ્ઠા ગણાતી, એટલે જ્યારે કારકુન પાલખીમાં બેસીને નીકળે ત્યારે કોઈ પૂછે કે "કોણ છે એ?" ત્યારે કોઈ તેને જવાબ આપે કે "ફલાણાનો દીકરો" પછી પેલો પૂછે કે "પાલખીમાં બેસીને કેમ જાય છે?" એટલે તેને જવાબ મળે કે "એ તો અંગ્રેજી ભણેલા છે!" એ રીતે અંગ્રેજી ચાર ચોપડી ભણનારને જીવતા ચાર જણને ખભે ચડીને ફરવાનો હક્ક મળતો. એ રીતે અંગ્રેજોએ લોકોને બતાવી દીધું હતું કે અંગ્રેજી ભાષા એ સામ્રાજ્યની ભાષા છે.

એવી એ અંગ્રેજી ભાષાનો શુક્લપક્ષ ખૂબ દિવસ રહ્યો અને હવે તેનો કૃષ્ણપક્ષ આવી ગયો છે. અને જો આપણું રાષ્ટ્રભાષાનું કાર્ય ખૂબ જ જોશભેર આગળ વધે તો અંગ્રેજી ભાષાની અમાસ જોતજોતામાં નજદીક આવી જાય.

* * *

આપણા ઉચ્ચવર્ણી લોકોનો એ સ્વભાવ છે કે આપણે આપણી ભાષાની પરવા નથી કરતા અને જે રાજભાષા હોય તેની પાછળ પડીએ છીએ. જૂના જમાનામાં ઉજળિયાત લોકો રાજભાષા ફારસી એટલી સારી રીતે ભણતાં કે મોલવી કરતાં પણ કાયસ્થ ફારસી ભાષા વધારે સારી જાણે એટલું જ નહીં પણ સારી રીતે ભણાવી પણ શકે. અંગ્રેજી રાજ્ય આવ્યું ત્યારે આપણે અંગ્રેજી ભાષા એવી રીતે શીખવા લાગ્યા કે બસ બધે અંગ્રેજી જ ચાલવા લાગ્યું!

શાળામાં તો અંગ્રેજીમાં જ વાત કરો! ભલે ભાંગી તૂટી અંગ્રેજી આવડતી હોય પણ એમાં જ વાત કરો અને લખો. સ્વભાષામાં વાત કરો કે લખો તો કેટલીક શાળાઓમાં તો દંડ પણ થાય. સ્વભાષાઓનું વ્યાકરણ શીખવાનું હોય તો તે પણ અંગ્રેજી ભાષા મારફત એવી

# અંગ્રેજીનો પગપેસારો

અંગ્રેજી કેળવણીનું મોટામાં મોટું દુર્દૈવ એ છે સંસ્કૃતિ, સુધારો, સભ્યતા, જ્ઞાનનો વિસ્તાર, વગેરે ઉચ્ચ આદર્શ નામે તે આપણી સમક્ષ આવે છે, પણ આજીવિકાનું સાધ દોઢીયા કમાવાની તરકીબ, અને રાજ-માન્યતાના બારણા તરીકે એનો સ્વીકાર થતો આવ્યો છે. આનાં ઐતિહાસિક કારણો અંગ્રેજી કેળવણીની શરૂઆત આપણે ત્યાં મિશનરી લોકોએ કર તેમને અહીંની ‘વહેમી’ સંસ્કૃતિ તોડીને ખ્રિસ્તી સંસ્કૃતિ દાખ કરવી હતી. સ્વધર્મનો ઉચ્છેદ કરનાર એવી એ કેળવણી ભારતવર્ષન સભ્ય પ્રજા એમને એમ તો ન જ સ્વીકારત. પણ તે વખતની વેપા સરકારને અંગ્રેજી જાણનાર કારકુનો અને આડતિયા જોઈતા હતા એટલે એમણે અંગ્રેજી ભણેલાઓને મોં માંગ્યા કરતાં પણ વધાર પગાર આપીને રોકવાનું શરૂ કર્યું. આથી લાલચુ લોકો એમાં ફસાય અને અણગમતી કેળવણી લોકોએ ગમતી કરી. મિશનરી લોકો જ એકલું ખ્રિસ્તપુરાણ લઈને આવ્યા હોત તો કશું બગડત નહિ પણ એમને તો અહીંના સમાજધર્મથી વિરુદ્ધ એવી પાશ્ચાત્ય સંસ્કૃતિ દાખલ કરવી હતી. એકલો ઇશુ જ આવત તો એને કબીર કે નાનક જેવા સંત તરીકે વધાવી લીધો હોત, પણ આપણી સામે તો ખ્રિસ્તીના નામે આહારવિહારના શિથિલતા સૂચવનારી, મદ્યમાંસને પ્રતિષ્ઠા આપનારી સંસ્કૃતિ આવીને ઊભી. મોગલ સલ્તનત સામે જે પ્રજા ટકી તે બ્રિટિશ લાલચ આગળ ન ટકી શકી, અને પ્રજાએ હૃદયમાં દ્વેષ રાખતાં છતાં મગજમાં અંગ્રેજી કેળવણીનો સ્વીકાર કર્યો. તે દિવસથી પ્રજાને થયું ખરૂં કે આપણાં ઉપર કંઈક રાષ્ટ્રીય આપત્તિ આવી પડી છે. છતાં પ્રજાએ જ એ આપત્તિનો સ્વીકાર કર્યો અને એ કેળવણીમાંથી ઉદ્ધારનો રસ્તો શોધ્યો. આવી વૃત્તિમાં તર્કદોષ ભલે હોય પણ એમાં ઐતિહાસિક સત્ય તો છે જ.

જી. વિ. ૧૨૦

માણસની કિંમત જેમ એના વર્તન ઉપરથી થાય છે તેમ એણે પસંદ કરેલાં ઘરના વાસણ-કૂસણ, ખુરશી-બાજઠ વગેરે રાચરચીલાં પરથી પણ થાય છે.

જી. આ. ૨૮૦

# હિંદમાં અંગ્રેજીની અમાસ

મારા પિતાશ્રીએ મને એક રમૂજી વાત કહી હતી.

કંપની સરકારનું રાજ્ય સ્થપાયું ત્યારે શરૂઆતમાં એમણે લોકો પર પોતાના રાજ્યની છાપ બેસાડવા ખાતર એવો રિવાજ રાખેલો કે અંગ્રેજી ચાર ચોપડી ભણનારને કારકુનની નોકરી આપવી અને તેને બીજા કરતાં ચાર ગણો પગાર આપવો અને તે ઉપરાંત જ્યારે તે પોતાના ઘરેથી ઑફિસે જાય અગર ઑફિસેથી પાછો ઘેર આવે ત્યારે તેને તેડવા અને મૂકવા માટે પાલખી મોકલવી. એ વખતે સમાજમાં પાલખીની ભારે પ્રતિષ્ઠા ગણાતી, એટલે જ્યારે કારકુન પાલખીમાં બેસીને નીકળે ત્યારે કોઈ પૂછે કે "કોણ છે એ?" ત્યારે કોઈ તેને જવાબ આપે કે "ફલાણાનો દીકરો" પછી પેલો પૂછે કે "પાલખીમાં બેસીને કેમ જાય છે?" એટલે તેને જવાબ મળે કે "એ તો અંગ્રેજી ભણેલા છે!" એ રીતે અંગ્રેજી ચાર ચોપડી ભણનારને જીવતા ચાર જણને ખભે ચડીને ફરવાનો હક્ક મળતો. એ રીતે અંગ્રેજોએ લોકોને બતાવી દીધું હતું કે અંગ્રેજી ભાષા એ સામ્રાજ્યની ભાષા છે.

એવી એ અંગ્રેજી ભાષાનો શુક્લપક્ષ ખૂબ દિવસ રહ્યો અને હવે તેનો કૃષ્ણપક્ષ આવી ગયો છે. અને જો આપણું રાષ્ટ્રભાષાનું કાર્ય ખૂબ જ જોશભેર આગળ વધે તો અંગ્રેજી ભાષાની અમાસ જોતજોતામાં નજદીક આવી જાય.

* * *

આપણા ઉચ્ચવર્ણો લોકોનો એ સ્વભાવ છે કે આપણે આપણી ભાષાની પરવા નથી કરતા અને જે રાજભાષા હોય તેની પાછળ પડીએ છીએ. જૂના જમાનામાં ઉજળિયાત લોકો રાજભાષા ફારસી એટલી સારી રીતે ભણતાં કે મોલવી કરતાં પણ કાયસ્થ ફારસી ભાષા વધારે સારી જાણે એટલું જ નહીં પણ સારી રીતે ભણાવી પણ શકે. અંગ્રેજી રાજ્ય આવ્યું ત્યારે આપણે અંગ્રેજી ભાષા એવી રીતે શીખવા લાગ્યા કે બસ બધે અંગ્રેજી જ ચાલવા લાગ્યું!

શાળામાં તો અંગ્રેજીમાં જ વાત કરો! ભલે ભાંગી તૂટી અંગ્રેજી આવડતી હોય પણ એમાં જ વાત કરો અને લખો. સ્વભાષામાં વાત કરો કે લખો તો કેટલીક શાળાઓમાં તો દંડ પણ થાય. સ્વભાષાઓનું વ્યાકરણ શીખવાનું હોય તો તે પણ અંગ્રેજી ભાષા મારફત એવી

## શિક્ષકના ગુણો

શિક્ષકનો સૌથી અગત્યનો ગુણ સજ્જનતા છે. એનો પ્રથમ આવિર્ભાવ વિદ્યાર્થીઓની લાગણીઓ સાથેનો સમભાવ એ છે. મા અને બાપ બન્નેના ગુણો શિક્ષકમાં હોવા જોઈએ એમ તો હવે બધા જ કબૂલ કરે છે. પણ શિક્ષક એ સામાન્ય કોટિમાં અનેક ઉપજાતિઓ છે. અને દરેકની ખાસિયત પ્રમાણે દરેકનું કાર્ય અને ધર્મ જુદાં હોય છે. કેટલાક શિક્ષકો પિતાની વૃત્તિવાળા હોય છે (અને પિતાઓ ક્યાં બધા એક જ વૃત્તિવાળા હોય છે?). કેટલાક શિક્ષકો માની ગરજ સારે એવા હોય છે. કેટલાક જેલર જેવા હોય છે, કેટલાક મોટાભાઈ જેવા હોય છે, કેટલાક દુકાનદાર હોય છે, કેટલાક ઉત્સાહી એ શબ્દથી જે કલ્પના ખડી થાય છે એ જાતના હોય છે. આના ઉપરાંત કેટલાંક कांतासम्मिततयोपदेशयुजे એ જ પોતાનું બિરુદ માની અનુનય-પરાયણ હોય છે. વળી કેટલાક શિક્ષકો વિદ્યાર્થીઓના સાવ સાથી સમોવડીયા બને છે. આ છેલ્લી ભૂમિકા જો બરાબર ભજવતાં આવડે અને શિક્ષક જો જ્ઞાન, કર્મ, ચારિત્ર્યમાં દૃઢ હોય તો વિદ્યાર્થીનું વધારેમાં વધારે કલ્યાણ થઈ શકે છે. પણ એમાં જરાયે કચાશ રહી તો જોખમ પણ તેટલું જ છે. શિક્ષક અને વિદ્યાર્થીના સંબંધને માટે ઉપમા શોધવાની જરૂર જ નથી. એ સંબંધ એવો તો એક સ્વતંત્ર અને વૈશિષ્ટવાળો છે કે તે અનુપમ જ રહેવો જોઈએ. શિક્ષકોનો સંબંધ યુવાનો સાથે —બાલક બાલિકા સાથે—હોય છે એટલા માટે શિક્ષકોમાં મુખ્ય વસ્તુ યુવાનોને દોરવાની આવડત હોવી જોઈએ.

~ ~ ~

## શિક્ષાની પ્રથા

સાસુની પજવણીમાં ઊછરેલી વહુ જેમ પોતે સાસુ થાય ત્યારે મોટે ભાગે વઢકણી સાસુ બની જાય છે તેમ મારના અને વઢવઢના વાતાવરણમાં ઊછરેલો છોકરો મોટો થાય ત્યારે ઘણીવાર દુનિયા પર ભસ્યાં જ કરે છે.

## સંયમ અને પ્રણયસાહિત્ય

આજકાલની શિક્ષણ પ્રણાલિકામાં, એક તરફ વિદ્યાર્થીઓને બનતા સુધી વિવાહ મોડામાં મોડો કરવાનો ઉપદેશ થાય છે, અને પરિણીત દશા એ એક ભારે બંધન છે એવી શિખામણ આપવામાં આવે છે; અને બીજી તરફ બાળકો શૈશવ વટાવે તે પહેલાંજ તેમને પ્રણયનું સાહિત્ય અખંડ ધારે પૂરું પાડવામાં આવે છે અને છતાં આપણાં એજ શિક્ષાનાયકો વિદ્યાર્થીઓ પાસેથી અતુલ પરાક્રમ, વીર્યવાન પુરુષાર્થ અને ભીષ્મ-સહજ દૃઢતાની અપેક્ષા રાખે છે.

વસંત-વિજય અને આત્મ-વિજય એ બેનું એકી સાથે અનુશીલન શી રીતે થાય?

જી. ભા. ૨૭૩

~ ~ ~

## શિક્ષક અને કૌટુમ્બિક જીવન

સમાજકારણમાં તેમજ રાજકારણમાં અત્યાર સુધી જેટલા અખતરા થયા તે બધામાં કુટુંબ તોડીને કરેલી વ્યાપક રચના સફળ થઈ નથી એ આપણે જોઈએ છીએ. કુટુંબનો અમુક હદ સુધી વિસ્તાર કે સંકોચ કરી શકાય, પણ એનો છેદ તો ન જ ઉડાવાય. શિક્ષકે પણ એ કિંમતી અનુભવ ધ્યાનમાં રાખવો જોઈએ. શિક્ષક એ કૌટુમ્બિક જીવનનો સુધારક થઈ શકે છે. કૌટુમ્બિક આદર્શોમાં ક્રાંતિ કરી શકે છે, પણ શાળા અને છાત્રાલય મળીને પણ એ કુટુંબની ગરજ ન સારી શકે. સાચા શિક્ષકે કુટુંબો સાથે અંગ્રેજોની 'સબસીડીયરી સિસ્ટમ' ચલાવી વાલીઓની એકેએક ફરજોમાંથી તેમને મુક્ત ન જ કરવા જોઈએ. તમારાં છોકરાઓ અમને આપો અને આપણે નક્કી કરીએ તેટલી ફીઝ અમને આપો. બાકીનું બધું અમે જોઈ લેશું એવું 'કંપનીનું રાજ્ય' ચલાવવું એ શિક્ષકને ન છાજે. શિક્ષણનો સંદેશો, અને શિક્ષણની સંસ્કૃતિ જીવનમાં એટલે કે કુટુંબોમાં અને સમાજમાં એક-રસ થવા જોઈએ.

ઊર્મિ જાન્યુઆરી ૧૯૨૯

## નવલકથાનું વાચન

હું કૉલેજમાં ભણતો ત્યારે એક મુરબ્બીએ મને કહેલું કે 'જે માણસ ફિક્શનથી શરૂઆત કરે છે એ ફિક્શનમાં જ ખોવાઈ જાય છે. ફિક્શન બહાર એ નીકળી શકતો નથી.' એક મિત્રે પોતાના જીવનથી ઉપલી વાત મારા મગજ ઉપર વધારે ઠસાવી દીધી. નવલકથાઓમાં તરબોળ એવો એનો 'સંસ્કારી' આત્મા એકે વસ્તુ દૃઢતાથી પકડી શકતો નથી. દરેક વસ્તુમાં એને રસ સંપૂર્ણ હોય છે, પણ કાંઈ કરવાનું નામ આવે ત્યારે એનો જીવ જ ચાલતો નથી. ફિક્શનનાં કેફમાંથી છૂટે ત્યારે જ કાંઈક કરી શકાયને? એના હૃદયમાં કરુણાનો સાગર કે સિંધુ ભરેલો છે. પણ એમાંથી કર્મનું કે સેવાનું એક બિંદુ પણ બહાર નીકળતું નથી.

બુદ્ધિને શાસ્ત્રીય કર્કશતાનું પાણી બરાબર ચડાવ્યું હોય, સદાચારનું પાલન સહજ થઈ ગયું હોય, ધાર્મિકતા લોહીની પેઠે શરીરમાં ફરતી હોય ત્યારે ઉત્કૃષ્ટ ફિક્શનના વાંચનથી ખરેખરો લાભ થાય છે. કેમકે ફિક્શન એ કેળવણીનું અન્ન નથી પણ સ્વાદિષ્ટ મસાલો છે. જીવનને ઘડનાર અને ફરી હાથ નહિ આવનાર એવા જુવાનીના ચાર વરસ ફિક્શનથી ભરી દઈએ તો આખી કેળવણી અને ત્યાર પછીનું જીવન ફિક્શન રૂપ થઈ જવાનું.

જી. વિ. ૬૭૬

## એક ભાષા

આજે મને કોઈ કહે કે બધી પ્રાંતીય ભાષાઓ એકદમ નષ્ટ થઈ જાઓ અને બધીને બદલે એક જ ભાષા કાયમ થાઓ તો હું એ પસંદ નહિ કરું. જ્યારે રાષ્ટ્રમાં એક ખૂબ મોટો સમન્વય થઈ જશે અને બધા પ્રાંતોની ખાસિયતો–ખૂબીઓ–એમનાં સાહિત્ય અને એમના આદર્શનું એક સંપૂર્ણ સંગીત બની જશે ત્યારે કદાચ ભાષાઓનો ભેદ આપોઆપ મટી જશે. એને વાસ્તે કોઈ ખાસ કોશિશ પણ નહીં કરવી પડે.

જી. ભા ૭૫૪

## નવલ્કથાની અસર

સારી નવલકથાઓ પણ જો પ્રમાણ બહાર વખત ખાઈ જાય અને વાચકોને બીજો ધંધો જ કરવા ન દે તો તે શાપરૂપ જ નીવડે. દુનિયાદાર લોકો પોતપોતાના વ્યવસાયમાં-ફસાયેલાં હોય છે. એટલે નવરાશને વખતે વિનોદ તરીકે જ તેઓ નવલકથા વાંચે છે. નવલકથાના વાચનથી એમની લાગણીઓ કેળવાય છે અને એમનો સામાજીક આદર્શ ઓછેવત્તે અંશે રંગ પણ લે છે, છતાં નવલકથાઓની અસર એવા લોકો ઉપર ઝાઝી થાય છે એમ નથી જોવામાં આવતું.

નવલકથાઓની પૂરેપૂરી અસર તો નવરાશ ભોગવતા યુવકો અને યુવતીઓ ઉપર જ વધારેમાં વધારે થાય છે. આજીવિકાના સાધનો જેમને સહેલાં છે, એવા યુવાનો અને વિદ્યાર્થીઓ પોતાની ભાવનાઓને છૂટેદોર મૂકી શકે છે. વાસ્તવિક દુનિયાને ભૂલી જઈ કાલ્પનિક દુનિયામાં વિચરી શકે છે. તેથી તેમના મન ઉપર નવલકથાઓની અસર વધારેમાં વધારે થાય છે.

જી. ભા. ૨૨૫

  

દરેક નવલકથા મનુષ્ય જીવનની અથવા માનવી કલ્પનાની એક સ્મરણયાત્રા છે. એમાં સાચા અથવા કાલ્પનિક જીવનનું પુનરાવલોકન કરેલું હોય છે. તેથી જ માણસને આ વિશિષ્ટ સાહિત્યકૃતિમાં આટલો બધો રસ છૂટે છે.

જી. ભા. ૨૨૦

  

કળા દ્વારા આખા વિશ્વનું અને તેમાંયે મનુષ્યજીવનનું રહસ્ય વધારેમાં વધારે પ્રગટ થાય છે. અને તેથી કળા એ સંસ્કારિતાનું સર્વોચ્ચ સાધન છે. ઉચ્ચકોટીની કળા કેળવણીનું ઉત્તમ સાધન બની શકે છે.

જી. વિ. ૭

## સહશિક્ષણ

જે સમાજમાં પડદાની પ્રથા છે, ત્યાંના લોકો ઘરમાં કેવી રીતે રં
છે એની વિગત આપણે જાણતાં નથી. આ પડદાની પ્રથા એટલ
બેહૂદી અને અસંસ્કારી છે કે ઘરની અંદર પણ જે લોકો એકબીજાથ
પોતાનાં મોઢાં છૂપાવે છે એમના જીવનક્રમનો વિચાર કરવાને પા
જીવ કબૂલ થતો નથી.

જે સમાજમાં પડદો અને ઓઝલનો રિવાજ છે તેમના છોકરાંએ
માટે સહશિક્ષણનો પ્રયોગ સહેલો નથી.

એમાં મુખ્ય મુશ્કેલી છોકરાંઓ બાજુથી નથી આવતી પા
શિક્ષકોની બાજુથી આવે છે. કારણ કે તેમની પાસે વિદ્યાર્થીએ
આગળ મૂકવા માટે મર્યાદિત સ્વતંત્રતા સ્વ–સન્માન અને ચારિ
રક્ષણનો કોઈ નિશ્ચિત અથવા સર્વસામાન્ય આદર્શ નથી હોતો
જે આદર્શ શિક્ષકે પોતે પચાવ્યો નથી એનું સાચું વાતાવરણ એ
કોઈ કાળે ફેલાવી શકતો નથી.

* * *

જો કોઈ સમાજ એમ માને કે યુવકો અને યુવતીએ
પોતપોતાનો સાથી પોતે શોધી લે એ જ ઇષ્ટ છે અથવા ઉચિત
અથવા તો અપરિહાર્ય છે તો તે સમાજે કૌટુંબિક અને સામાજી
જીવનમાં એવા પ્રસંગો નિર્માણ કરવા જોઈએ કે જ્યાં છોકરાએ
તથા છોકરીઓ અત્યંત શુદ્ધ, પ્રસન્ન અને ખુલ્લા વાતાવરણમ
એકબીજાનાં પરિચયમાં આવી શકે.

આવી સગવડ પૂરી પાડવાનો બોજો શિક્ષણ સંસ્થાને માથે નાખવે
એ જરાયે ઉચિત નથી. ઘરના સ્વચ્છ અને પવિત્ર વાતાવરણમાં જેમ
સ્ત્રીપુરુષો, યુવકયુવતીઓ, આબાલવૃદ્ધો (અને અતિથિ મહેમાનો પણ
નિર્ભયપણે પ્રેમ અને આદરથી રહી શકે છે તેમ જ શાળામ
જો શિક્ષકો અને વિદ્યાર્થીઓ રહી શકે તો સહશિક્ષણમાં કશ
જોખમ નથી.

સર્વોદય, ફેબ્રુઆરી ૧૯૪

# સ્ત્રીશિક્ષણ

મોટાં મોટાં શહેરોમાં પણ સ્ત્રીશિક્ષણ વિષે સાચી આસ્થા જૂજ જ હોય છે. જ્યાં સામાન્ય લોકોને સ્ત્રીકેળવણીની જરૂર સમજાઈ છે ત્યાં પણ એ કેળવણીનો ઉદ્દેશ સ્ત્રીઓની ખરી કેળવણીનો કે ઉન્નતિનો ક્વચિત્ જ હોય છે. લગ્નના બજારમાં રાખવાનો માલ જો સરસ ચકચકિત હોય તો ખપાવવો સહેલો પડે એ જ દૃષ્ટિ જાણે કામ કરતી હોય એમ લાગે છે. ઘરમાં છોકરીઓ કંટાળો ન આપે તો તે નિશાળમાં ગોંધાયેલી જ સારી એવો ખ્યાલ પણ નથી હોતો એવું તો નથી જ; અને ઘણાખરા તો આજકાલ છોકરીઓને નિશાળે મોકલવાનો રિવાજ પડ્યો છે તેથી આપણે પણ તેને ભણવા મોકલવી એથી વધારે વિચાર કરતા નથી.

ગરીબ મધ્યમવર્ગથી જેમની સ્થિતિ કંઈક સારી છે, અને જે કુટુંબોમાં સ્ત્રીઓને ઘરનું કામ કરવું પડતું નથી ત્યાં સ્ત્રીકેળવણીનો ઉદ્દેશ આથી જરા જુદો હોય છે. ધણી સારી રીતે રાખે કે ન રાખે, છોકરાં થાય કે ન થાય, દીકરીને કંટાળાભરેલું જીવન ન વિતાડવું પડે, શિષ્ટમાન્ય મનરમાડાનું કંઈક સાધન છોકરી પાસે હોય તો સારું એવા ઉદ્દેશથી મનોવિનોદને સારું કવિતા અને સાહિત્યનો રસ, થોડુંક ગાયન, વાદન, ચિત્રકળા, ભરતગૂંથણ, સભાઓમાં જવાની ટેવ, એકાદ સાર્વજનિક સંસ્થાનું મંત્રીપણું કરવા જેટલો ઉત્સાહ અને જરૂર જોગી માહિતી, પ્રસંગ પડયે છડા ફરવાની હિંમત અને દેશમાં તેમ જ બીજે શું ચાલે છે તે સમજવા જેટલી જિજ્ઞાસા. આટલું હોય તો જીવન નિરુપયોગી વહી જાય છે એમ લાગવાને કંઈ કારણ નહિ રહે. પ્રચલિત ચર્ચાના વિષયો પર પોતાના કંઈને કંઈ અભિપ્રાય એકઠા કર્યા હોય તો વળી કેળવણીના દૂધમાં તેટલી સાકર ભળી સમજવાની.

આજની સ્ત્રીકેળવણીની વાસ્તવિક સ્થિતિ આવી છે એમ જાહેર કરીએ તો કેટલાક લોકો ચીડાઈને આપણને અનાસ્થાવાદી (cynic) કહેશે એ ભય છે ખરો! પરંતુ સમાજની સામાન્ય પરિસ્થિતિ ઉઘાડી આંખે તપાસતાં ઉપર કહેલું વર્ણન યથાર્થ છે એવો જ નિર્ણય કરવો પડશે. લો. જી. ૨૦૯

## ગૃહસ્થાશ્રમ

ઘર ચલાવવાની બધી જ જવાબદારી સ્ત્રીઓ પર નાંખી કેળવણી વગર છેક ભૂખે મારી આપણે આપણા ગૃહજી સુખ, સમાધાન, વ્યવસ્થા, સુંદરતા અને કરકસરને ફારગતી ગૃહજીવનનું સુખ વધારેમાં વધારે મેળવવાની દૃષ્ટિથી ચલાવવાના કામમાં પુરુષોએ મન પરોવવું જોઈએ, અને વ મહેનત કરવાની તસ્દી લેવી જોઈએ. ઘર ચલાવવાનો બોજ પર આજે અસાધારણ પડે છે. ઘરની રસોઈમાં પણ સ્ત્રીએ પુરુષોએ કામ કરવું જોઈએ. પુરુષો પૈસા મેળવી લાવનાર થયા એટલે તેમને ઘરમાં આખો વખત આળસમાં રહેવા જ્યાં ત્યાં અવ્યવસ્થા ફેલાવવાનો જાણે અધિકાર મળ્યો છે.

અને બધો વખત વૈતરું કરનારી સ્ત્રીઓ અર્થોત્પાદક શ્ર નથી એટલા જ કારણથી તે પરાવલંબી, આજ્ઞાધારક અને બની છે. આ સ્થિતિમાં અથવા આ વ્યવસ્થામાં ન્યાય નથ કૌટુમ્બિક સુખ નથી અને કૌટુંબિક સામર્થ્ય અથવા શીલ એમાંનું તો એકે નથી.

ટૂંકમાં એટલું જ કે ગૃહજીવનમાં પુરુષોએ કેવળ ભોક્ત ચાલવાનું નથી. તેમણે પણ ઘરમાંના શ્રમ, દેખરેખ, વ્યવસ આળસંગોપન એ બધામાં ભાગ લેવો જ જોઈએ અને ઘરન સાદીને કરકસરવાળી કરી સ્ત્રીઓની મહેનત અને વખત જોઈએ. લો. જી. ૨

## ગૃહજીવન અને સ્ત્રીકેળવણી

જો આપણું સામાજીક જીવન મંગલમય અને પરાક્રમી ક તો, આપણું ગૃહજીવન શુદ્ધ, સાદું, ઉદ્યોગપરાયણ, પ્રસન્ન, રસિ સર્વતોભદ્ર કરવું જ જોઈએ. ને તે સારું સ્ત્રીઓનું જીવન તેવું અજ્ઞાન-મગ્ન, સંકુચિત, પરાવલંબી અને વૈતરાંથી ભરેલ નહિ પોસાય. ગૃહજીવનના આદર્શનો ખ્યાલ આમૂલાગ્ર નહિ ત્યાં સુધી સ્ત્રીકેળવણીને યોગ્ય દિશા આપવી તદ્દન અશ

લો.

# કેળવણીનું શાસ્ત્ર

કોઈ પણ વસ્તુનું જ્યાં સુધી શાસ્ત્ર બન્યું નથી ત્યાં સુધી એનો વિસ્તાર અને પ્રચાર સંગીન રીતે થાય નહિ. પણ જ્યારે શાસ્ત્ર વધી પડે છે ત્યારે એ જ એક મોટી આફત થઈ પડે છે. ભૌતિક શાસ્ત્રોની વાત જુદી અને મનુષ્યગત શાસ્ત્રોની વાત જુદી. જ્યારે માણસ કરતાં શાસ્ત્ર મોટું થઈ જાય છે ત્યારે એ માણસનું મદદગાર મટીને હેરાન-કર્તા થઈ જાય છે. આપણી સ્મૃતિઓ એ આપણા ધર્મશાસ્ત્રોનો વિસ્તાર છે. એનો વિસ્તાર વધ્યો ત્યારે સમાજમાં પ્રથમ સંસ્કારિતા આવી, સંગઠિતતા આવી, નિશ્ચિતતાનું સામર્થ્ય આવ્યું. એટલે સ્મૃતિકારોનો લોભ વધ્યો. એમણે આખું જીવન સ્મૃતિબદ્ધ કરી નાંખ્યું અને સમાજને અમલદાર વગરની જેલ બનાવી નાખી. પરિણામે દંભ, પાખંડ વધ્યાં અને આખરે નાસ્તિક બળવાખોરો જાગ્યા અને સમાજમાં બધે અનવસ્થા ફેલાઈ.

* * *

પણ જીવનની ખૂબી એ છે કે દરેક વસ્તુનો પ્રાણ એ શાસ્ત્રના તાબામાં નથી આવી શકતો. તુકારામે કહ્યું છે તેમ સાધુનો બાહ્યાચાર કેળવી શકાય, બતાવી શકાય, પણ વૈરાગ્ય તો આંતરિક જ હોઈ શકે છે. શિક્ષકને માટે એમ જ છે. ઇન્ડિયન સિવીલ સર્વિસે રાજ્યતંત્ર અત્યંત સુવ્યવસ્થિત કર્યું અને એ વાટે જ હિન્દુસ્તાની જનતાને એક રીતે સુખ આપ્યું. છતાં શાસન પ્રણાલિકાનો પ્રાણ જે પ્રજાવાત્સલ્ય તેટલું જ બહાર રહી ગયું. સુવ્યવસ્થિત તંત્ર વગર પ્રજાવાત્સલ્ય એળે જાય છે એ ખરું, પણ બધી વસ્તુનો વિચાર કર્યા પછી આખરે કહેવું પડે છે કે ગાંડી ઘેલી મા કરતાં પણ પદવીધર દાઈ કે ગવર્નેસ ચઢી તો ન જ શકે. ઊર્મિ, જાન્યુઆરી ૧૯૩૯

# સ્વાવલંબન

સ્વાશ્રય એ ધાર્મિકતાનું વજ્ર-કવચ છે. સ્વાવલંબન એ આત્માનો ખોરાક છે. એને અભાવે એકલો આપણો દેશ નહિ પણ આખો મનુષ્યસમાજ દીનહીન થયો છે. જી. વિ. ૨૩૪

# એક ચેતવણી

લોકમાન્ય તિલકે એક વખત કહેલું કે કવિની પેઠે શિક્ષક અને વૃત્તવિવેચક (જર્નાલિસ્ટ) પણ સ્વયંભૂ જ હોય છે. શિક્ષકો અને વૃત્તવિવેચકોની જેટલી જરૂર સમાજ માને છે તેટલી કવિની નથી મનાઈ. તેથી કવિ બનવાનું શાસ્ત્ર હજુ તૈયાર નથી થયું. શિક્ષણ અને વૃત્તવિવેચનનાં શાસ્ત્રો તૈયાર થયાં છે, એટલું જ નહિ પણ એ વિષયની પાઠશાળાઓ પણ તૈયાર થઈ છે. કવિ થવા માટેનો અભ્યાસક્રમ ડૉ. જૉન્સને રાસેલસમાં આપ્યો છે. ઘણું કરીને પોપે મહાકાવ્ય તૈયાર કરવાનું પ્રિસ્ક્રિપ્શન્ પણ તૈયાર કરી રાખ્યું છે, પણ એનો પ્રચાર થયો નથી.

પ્રાણીશાસ્ત્રીઓ કહે છે કે જાનવરો સૃષ્ટિની શરૂઆતમાં અસાધારણ મોટું કદ લઈને આવ્યાં તે જલદી મરી ગયાં. આજે એ જાતિઓ નામશેષ થઈ છે. નામશેષ શું! એમનું નામ પણ આપણે જાણતા નથી. ભૂસ્તરગત આકારમુદ્રા એ જ એમનો શેષ રહ્યો છે. હાથી કરતાં મોટી ગરોળીઓ જે એક વખત આ દુનિયા પર વિચરતી તે આજે જોવાને પણ નથી મળતી. આપણે ત્યાં વચન છે अतिविस्तर विस्तीर्णम् न तत् भवेत् चिरायुपम्। સામ્રાજ્યો બહુ વધે ત્યારે તે પણ તૂટી જાય છે. એ જ રીતે કોઈ પણ વિષય જો પોતાનું કાર્યક્ષેત્ર બહુ જ વિસ્તૃત કરી મૂકે તો તે પોતાના ભાર તળે જ દબાઈ જવાનો. કેળવણીમાં આજે આપણને ન જણાય તોય કંઈક એવું જ થવાનું છે એમ મને લાગે છે. કેળવણી એ જીવનવ્યાપી વસ્તુ છે, એ સિદ્ધાંતનો હું મોટો પ્રચારક છું. કાયદા, લશ્કર, સ્મૃતિઓ, ધર્મશાસ્ત્ર, આચારવિધિ, અને ફેશન આ બધાંનાં રાજ્ય અયોગ્ય છે. એક સાચું રાજ્ય કેળવણીનું જ. ન્યાય, વેદાંત, આદિ દર્શનો જેમ સાર્વભૌમ છે, તેમ અથવા તેના કરતાંયે વધારે કેળવણી એ દર્શન છે. કેળવણી એ જ દુનિયાનો ઉદ્ધાર કરશે એમ આજસુધી પોકારતો આવ્યો છું. એ ધ્યાનમાં રાખીને જ આ ચેતવણીનો વિચાર કરવો જોઈએ.

પણ આજનો સવાલ બહુ અટપટો છે. વિચાર ન કરનાર સમાજ પરિસ્થિતિના પ્રવાહમાં સ્વચ્છંદ તરફ તણાતો જાય છે. એનું દુઃખ ક્યાં સુધી કરીએ? પણ જેઓ સમાજના આગેવાન ગણાય જેઓ

સાચે જ વિચારવાન અને સાફ બુદ્ધિવાળા છે, તેમની આદર્શો પરની શ્રદ્ધ
આવા વિકલ્પોને લીધે નબળી પડતી જાય છે. પરસ્પર વિરોધી આદર્શ
તરફ તેમનું ધ્યાન સરખી રીતે ખેંચાય છે. દરેક આદર્શોનાં મૂળિય
ક્યાં સુધી પહોંચે છે એનો ખરોખર ખ્યાલ નહિ હોવાથી પરસ્પ
વિરોધી આદર્શોની પણ એકસામટી જ હિમાયત કરવામાં આવે છે
અને જેમ આપણે પુરાણકાળમાં રોગ વગરના ભોગ અને જ
વગરના વિલાસની કલ્પના કરી સ્વર્ગ રચ્યો, તેમ વર્ણન-શૈલીં
જોરે અશક્ય સુંદર ચિત્રો આપણે ચીતરવા લાગ્યા છીએ. સંય
વગર ઉત્કર્ષ, વૈરાગ્ય વગર મોક્ષ, નિગ્રહ વગરની એકાગ્રતા અ
ધર્મ વગરની ઉન્નતિ, આજે આપણે કલ્પી શકયાં છીએ. સંશ
બતાવે તે કાયર, અસંસ્કારી અને રોજ નવું નવું ન સ્વીકારે
ઈસ્વી સન પૂર્વેનો વાસી, એવાં ટીકાશસ્ત્રો ચારે કોર ફેંકતું પ્રગતિ
સરઘસ આજકાલ દોડતું જાય છે. જે ચેતવણી આપે તે ઘરડે
એવી યાદવવૃત્તિ આપણે ઇરાદાપૂર્વક ચોમેર ફેલાવીએ છીએ.

ઊર્મિ, જાન્યુઆરી ૧૯૩



## ગામડાં અને કેળવણી

આજસુધી શિક્ષણનું જે કાંઈ કાર્ય મેં કર્યું છે તે મોટે ભાગે
શહેરમાં જ કર્યું છે. સાહિત્ય અને કળાની વાતો કરીને શહેર
લોકોની ખૂબ ખુશામત કરી છે. મારા વિદ્યાર્થીઓનાં સંપર્કથી અ
તેમના કાર્યથી હું પુનીત અને ધન્ય થયો છું. તો પરથી મારો દ
અભિપ્રાય એ છે કે જ્યાં સુધી આપણે ગામડાંઓમાં જઈને ત્યાંન
લોકોની સેવા નહિ કરીએ અને તેમને નવી કેળવણી નહીં આપીએ
ત્યાં સુધી દેશનો ઉદ્ધાર નથી થવાનો. છેવટે સ્વરાજ્યની શક્તિ તે
આપણને ગ્રામીણ જનતા પાસેથી જ પ્રાપ્ત થશે. આપણી સંસ્કૃતિને
પાયો ત્યાં જ છે. દુઃખની વાત છે કે હજુ સુધી હું ગામડામાં જઈ
શક્યો નથી.

અખિલ ભારતીય શિક્ષણ પરિષદ, વર્ધામ
આપેલા વ્યાખ્યાનમાંથી, તા. ૨૨–૧૦–૧૯૩૭

## ભાષાનો પ્રશ્ન

તમામ પ્રાંતોમાં સાંસ્કૃતિક એકતા પેદા કરવાની શક્તિ પ્રાચીન કાળમાં સંસ્કૃત ભાષામાં અને સંસ્કૃત સાહિત્યમાં હતી. પણ સંસ્કૃતના અભિમાની પંડિત લોકો સંસ્કૃતને આગળ કરી પ્રાકૃત ભાષાઓ તરફ ઉપેક્ષાનો ભાવ બતાવતા રહ્યા. ઊંચા દરજ્જાનું સાહિત્ય તો સંસ્કૃતમાં જ લખાવું જોઈએ, હીન ભાવો ભલે પ્રાકૃતમાં વ્યક્ત થાય, એ પ્રકારનું એ લોકોએ સાહિત્યિક દંડવિધાન ચાલુ કર્યું. પરિણામ એ આવ્યું કે સંસ્કૃતસાહિત્ય કૃત્રિમ–બનાવટી–થવા લાગ્યું અને અસંસ્કૃત–સંસ્કારહીન–ગણાતી પ્રાકૃત ભાષાઓમાં સ્વાભાવિકતાનો જોશીલો પવન વહેવા લાગ્યો.

જ્યારે આ દેશમાં પઠાણો અને મોગલોની સલ્તનત જામી ત્યારે બહારથી આવેલી ફારસી ભાષાની ઇજ્જત વધી અને બિચારી દેશી ભાષાઓ ગમાર બોલી ગણાવા લાગી. સાચો રસ્તો તો એ હતો કે આપણે આપણી પ્રાંતીય બોલીઓની પ્રતિષ્ઠા કાયમ રાખવી જોઈતી હતી અને સંસ્કૃતની સાથે અરબી અને ફારસી સાહિત્યનું પણ થોડું દૂધ તેમને પાવું જોઈતું હતું.

જ્યારે અંગ્રેજી રાજ્યની જડ જામવા લાગી ત્યારે પણ આપણે ચેત્યા નહિ અને આપણે એની એ ભૂલ કરી. અંગ્રેજી નવી દુનિયાની ભાષા છે. એક ખૂબ મોટા પુરુષાર્થી જાતિની એ ભાષા છે. જો આપણે સંસ્કૃત, પ્રાકૃત, અરબી અને ફારસી સાહિત્યની સાથે લોક ભાષાઓને પણ પુષ્ટ કરત, મજબૂત બનાવત, તો આપણો દેશ ક્યારનોય સ્વતંત્ર થઈ ગયો હોત. લોક ભાષાઓના સાહિત્યમાં જ પ્રજાનું ચૈતન્ય, પ્રજાનો પ્રાણ વસે છે અને પુષ્ટ થાય છે.

આપણે ત્યાં જેને તક મળી તે દેશી ભાષા છોડીને અંગ્રેજી ભણવા દોડી ગયો. અંગ્રેજી ભણ્યા છતાં પોતાની ભાષા અને પોતાના લોકોની સેવા કરનાર વ્યક્તિ બહુ ઓછી નીકળી. આપણે વ્યાખ્યાનો ઝાડ્યા અંગ્રેજીમાં, લેખ લખ્યા અંગ્રેજીમાં, આપણી ઑફિસો ખોલી અંગ્રેજીમાં એટલે સુધી કે વિચાર સુદ્ધાં અંગ્રેજીમાં કરવા લાગ્યા. પછી કાઉન્સિલ, ઍસેમ્બલી અને કોર્ટ કચેરીઓનું કામકાજ અંગ્રેજીમાં ચાલે તો તેમાં નવાઈ શી! આપણા કેટલાય મોટા મોટા રાષ્ટ્રીય નેતા પણ આ રાષ્ટ્રદ્રોહથી બચ્યા નહિ. પોતાના મિત્રો સાથે, એક જ પ્રાંતના મિત્રો સાથે તેઓ અંગ્રેજીમાં પત્રવ્યવહાર કરતા. માલૂમ પડે

છે. કેટલાક મહાનુભાવો તો પોતાના સ્ત્રીબાળકોને સુદ્ધાં અંગ્રેજીમાં પત્રો લખે છે, બાળકોની કેળવણીના શ્રી ગણેશ એ. બી. સી. ડી. થી કરે છે, પોતાની નિત્યનોંધ (ડાયરી) સુદ્ધાંએ અંગ્રેજીમાં લખનાર કેટલાય સજ્જનો મોજૂદ છે, અને ઈશ્વરની પ્રાર્થના અંગ્રેજીમાં કરવાવાળા ઈશ્વરભકતો પણ આ અભાગી દેશમાં વિરાજે છે.

મને નથી સમજાતું કે અંગ્રેજો કયે મોઢે કહી શકે છે કે આપણે હિંદીઓ તેમને વફાદાર નથી. જી. વિ. ૬૧૩

## શિક્ષણના માધ્યમ તરીકે અંગ્રેજી

જ્યારે હું કહું છું કે અંગ્રેજી હરગિજ રાષ્ટ્રભાષા થઈ ન શકે ત્યારે હું અંગ્રેજીની સેવા ભૂલવા નથી માગતો. અંગ્રેજી ભાષાએ ભારતીય સમાજનું ઘણું નુકસાન કર્યું છે એ જાણવા છતાં પણ એટલું તો કબૂલ કરવું જોઈએ કે અંગ્રેજીએ બાહ્ય જગતની સાથેનો આપણો સંબંધ ઘણો લાભદાયી બનાવ્યો છે. અંગ્રેજી ભાષા આ દેશમાં કાયમ રહેવાની નથી એમાં તો શંકા જ નથી. આ જ દેશની સંસ્કૃત ભાષા જો ટકી ન શકી, ફારસી જેવી બાદશાહી જબાન આ દેશમાં પોતાની જડ ફેલાવી ન શકી, અને ઉર્દૂ જેવી ફોજી બોલી પણ સર્વવ્યાપી ન થઈ શકી તો અંગ્રેજીની શી ગુંજાશ છે કે તે ભારતવર્ષની રાષ્ટ્રીય ભાષા બની જાય? અંગ્રેજ સરકારના કેળવણી ખાતા દ્વારા માધ્યમિક અને ઉચ્ચ કેળવણી અંગ્રેજીમાં આપવાનો અત્યાચાર કરીને પણ પચાસ વરસમાં અંગ્રેજીનો પ્રચાર ઝાઝો ન થઈ શક્યો. તો પણ એ કબૂલ કરવું જોઈએ કે અંગ્રેજીની અસર કાયમ રહેવાની છે. અંગ્રેજી સાહિત્યનો વિસ્તાર અને અંગ્રેજ જાતિનો પુરુષાર્થ જેવાં તેવાં નથી. બહારની દુનિયાનો પરિચય અત્યાર સુધી અંગ્રેજીએ જ કરાવ્યો છે. વિજ્ઞાન આદિ આધુનિક શાસ્ત્રોની પ્રાપ્તિ અંગ્રેજી વાટે જ સુલભ છે. ઘણીખરી વાક્ય રચના અને અંગ્રેજી સાહિત્યના ઘણાખરા આદર્શો આપણે અપનાવ્યા છે અને આપણી ભાષાઓને સમૃદ્ધ કરી છે. આ બધી અંગ્રેજીની સ્થાયી અસર છે. અંગ્રેજીએ પાશ્ચાત્ય દેશોમાં ખીલેલા અનેક સામાજીક શાસ્ત્રોનો પરિચય કરાવીને આપણી દૃષ્ટિમાં અનેક જાતની વિશાળતા આણી છે. અંગ્રેજીની સેવાની કદર કર્યા વિના આપણે તેનો વિરોધ કરીશું તો તે ધર્મ્ય નહિ ગણાય. જી. વિ. ૬૧૩

## કવિતાનું શિક્ષણ

કવિતાનો પ્રભાવ અદ્દભુત હોય છે. કવિતા ચારિત્ર્યને ખીલ
છે એમ કહીએ તો ચાલે. માટે કવિતાના શિક્ષણમાં કવિતા
ચૂંટણી અત્યંત કુશળતાથી અને કોમળતાથી કરવી જોઈએ. દ
ઋતુના ભાવ જુદા જુદા હોય છે. તેથી ઋતુ અનુસાર કવિતાઓ
ફેરફાર થવો જોઈએ. કુદરતથી વિખૂટા પડેલા સમાજનો કુદ
સાથે ફરી પરિચય કરાવવો એ વિદ્યામંદિરોનું કામ છે. દુનિયામાં
કઠોરતા, પાપ અથવા નીચતા ફેલાએલા છે તેનો પરિચય છોકરાએ
અન્ય વિષયો દ્વારા ભલે થાય, પરંતુ કવિતામાં તો કારુણ
સાત્વિકતા, તેજસ્વિતા આદિ જગતનાં આદર્શ ગુણોનું જ દર્શ
થવું જોઈએ.

કવિતાનો ઉચ્ચ સંગીત સાથે મેળાપ થઈ જાય તો કેળવ
અર્ધી સફળ થઈ ગણાય.

જી. વિ. ૭

## બુનિયાદી કેળવણી

આજની કેળવણીમાં વધારેમાં વધારે ફાળો સાહિત્યનો છે. અ
તેથી સાહિત્ય વિના પણ કેળવણી સંભવે છે, એ કોઈને સા
લાગતું નથી. કેળવણીના રાજ્યમાં સાહિત્યનું પ્રધાનપણું ઘણું ચાલ્
હવે એ પ્રધાનને કાંઈક નિવૃત્તિ આપી બીજા સાધનોનું મંત્રીમંડ
અધિકારારૂઢ થવું જોઈએ, એમ મને છેક નાનપણથી લાગ્યું છે. ગણિ
વ્યાકરણ અને વિજ્ઞાનનો આનંદ સાહિત્યના આનંદ કરતાં ઉતરતો નથ
હસ્તકૌશલ્યમાં જે બુદ્ધિની ખીલવણી થાય છે અને ચારિત્ર્ય ઘડા
છે તે સાહિત્યની ઉપાસના દ્વારા જે લાભ મળે છે તેના કરતાં
વધારે નક્કર છે એમ મેં અનુભવ્યું છે.

કોઈ વસ્તુ સુંદર છે એટલા જ ખાતર એને વાપરતા નહીં
ખરેખર વાપરવાની વસ્તુ સુંદર જોઈને લો અથવા સુંદર બનાવો.

જી. આ. ૨

## કળા

જ્યાં સુધી વ્યક્તિગત, કૌટુંબિક અને સામાજિક જીવનમાં સંસ્કારિતા, સંયમ અને આર્યતા અથવા ખાનદાની આવ્યાં નથી, ત્યાં સુધી તમામ જ્ઞાન, સત્તા અને કલા જોખમમાં છેજ. કલાની શુદ્ધિ સાચવવા માટે પણ કલાકારોએ જીવનશુદ્ધિનો, સ્વચ્છતાનો આગ્રહ રાખવો પડવાનો છે.

જીવનશુદ્ધિની વાતો કરી જીવનથી નાસી જનારું વૈરાગ્ય હું નથી સૂચવતો પણ જેથી છીછરાપણું કે વિકૃતિ દૂર થઈ જીવન સમૃદ્ધ થાય છે, અર્થપૂર્ણ અને વીર્યવાન થાય છે તેની વાત હું કરું છું.

જી. આ. ૩૧૮

જેમ મરજીવાઓને જ ઊંડાણમાં પાકતાં મોતીઓ મળે છે તેમ જેમણે ધીરતા કેળવી છે તેમને જ જીવનકળાનું તો શું, હરેક કળાનું રહસ્ય મળવાનું છે.

જી. આ. ૩૩૦

## કળાની દીક્ષા

કળાનું વિવેચન શરૂ કરું તે પહેલાં જ મહત્વની એક વાત કહી દઉં કે જીવનની પૂર્વ-દશામાં જ પ્રથમ સદ્‌ગુણો કેળવવા જોઈએ દૃઢ કરવા જોઈએ, સદાચારની મહત્તા અને દુરાચારની હીનતા હૃદય ઉપર શિલાલેખની પેઠે કોતરેલી હોવી જોઈએ. આટલું થાય પછી જ કળાની દીક્ષા લેવાની તૈયારી થઈ ગણાય. યૌવન જેમ ચારે પુરુષાર્થનો ઉત્તમ કાળ છે. તેમ અનંત પ્રમાદોનું ઊગમસ્થાન પણ એ જ છે યૌવન પાસે બધું હોય છે. માત્ર એક સુકાન નથી હોતું. એ સુકાન જો શુદ્ધ ધર્મસંસ્કારો અને સદાચાર પાસેથી ન મળે તો કળા પાસેથી તે મળવાનું નથી. વ્યાપક શુદ્ધ ધર્મ એકવાર જીવનમાં પ્રતિષ્ઠિત થયો એટલે માણસમાં સર્વશક્તિ આવી ગઈ. ધર્મવીર્યથી માણસ ગમે તે ક્ષેત્રમાં કે વિષયમાં ઊંડાણ સુધી ઊતરી શકે છે અને તે તે ક્ષેત્રનું યથાર્થ રહસ્ય કળી શકે છે. જીવન સમસ્તમાં દરેક વસ્તુનું શું સ્થાન, પ્રયોજન અને વિનિયોગ છે તે નિર્મળ દૃષ્ટિથી નક્કી કરી શકે છે.

જી. આ. ૨૨

  

## સાત્વિક કળા

ઇજીપ્તની પિરામિડો, આગ્રાનો તાજમહાલ, વિજયનગરના મંદિરો અને યુરોપનાં કેથીડ્રલો કળાના ગમે તેટલા ઉત્કૃષ્ટ નમૂના હોય પણ તેની પાછળ ગરીબોની હાય છે. જીવતા જાગતા લાખો માણસોનું વ્યક્તિત્વ દબાવીને જ એ વસ્તુઓ ઊભી થઈ છે. મજૂરોના પરસેવા ઉપર જીવનાર લોકો આ કળામાં ભલે આત્મવિકાસ જુએ. પણ આ બધી ઇમારતો બનવામાં કેટલાંયે કુટુંબનો નાશ, નીતિનું સત્યાનાશ અને બંધુત્વનું ખૂન કર્યા પછી જ આ વસ્તુઓ ઊભી થઈ છે. એક ભોળા ભગતે રોજ તરતા તરતા નદીને સામે કાંઠે જઈ ત્યાંથી રોજ રોજ પથ્થર આણીને બાંધેલું દેવળ એ જ મારી દૃષ્ટિએ નિર્દોષ સાત્વિક કળાનો ઉત્કૃષ્ટ નમૂનો છે અને એ જ ધર્મનું ધામ કહેવાય.

નવજીવનમાંથી

# મારી કળા-ભક્તિ

હું કળાનો ભક્ત છું. મારી જીવનની ફિલસૂફીમાં કળાને ઊંચું સ્થાન છે. મારા ઘડતરમાં કળાના ઉપકાર ઓછા નથી. છતાં મેં કળા ઉપર શાસ્ત્રીય વિવેચનો લખ્યાં નથી કે કળાના ઇતિહાસમાં ઊતર્યો નથી. કળામાં જૂના થયેલા અથવા નવા જામતા પંથોમાંથી કોઈ ખાસ પંથનો પક્ષ મેં તાણ્યો નથી. કળાકારોને આશ્રય આપ્યો નથી. કોઈ કળારસિક કદર કરે એવું ચિત્ર પણ મેં દોર્યું નથી.

સ્વ. શંકરરાવ પાઠક, શ્રી નારાયણરાવ ખરે કે વ્યાસ જેવાના સંગીતનું આકંઠ પાન કર્યા છતાં હું ગાયનના રાગ અચૂક ઓળખી શકું છું એમ નથી. જાતજાતની કળાકૃતિઓ ભેગી કરી દીવાનખાનું સજાવવાની ઠાવકાઈ પણ મારામાં નથી. હું તો એક જીવનભરનો રખડું છું. કુદરતઘેલા તરીકે પોતાને ઓળખાવતાં મને સંકોચ કે વાંધો નથી. શહેરો અને તેની શેરીઓ, મહેલો અને દીવાનખાનાંઓ એ મારે માટે નથી. હું કપડાં પહેરું છું તે પણ સુકલકડી શરીરના અભદ્ર દર્શનમાંથી લોકોને બચાવવા ખાતર. નહીં તો મારું સ્થાન પહાડોનાં જંગલોમાં, સમુદ્રની રેતીમાં, નદીને કાંઠે અથવા ઝાડોની ઘટામાં હોય. અજાણ્યા માણસોની સાથે વાત કરતાં મને કેટલો ક્ષોભ થાય છે, એની ભાગ્યે જ કોઈને કલ્પના હશે.

આમ હોવા છતાં હું માણસગંધો નથી, મનુષ્યપ્રેમી છું. મનુષ્ય જાતિનો પુરુષાર્થ, એની યોજનાઓ એની ભૂલો અને એ સુધારવાના પ્રયત્નો, એની આશંકાઓ અને આકાંક્ષાઓ, એનો પ્રેમ અને એનાં બલિદાન — દરેકમાં મને રસ છે. માનવસમાજ અને માનવસંસ્કૃતિ મારી ભક્તિના વિષય છે. આ વિશાળ વિશ્વના જેટલું જ મનુષ્યહૃદય અને એની સંસ્કૃતિનું ઊંડાણ જોઈ હું ચકિત થઈ જાઉં છું. અને તેથી દુનિયા મને દૂર કરે તોયે એનો સહવાસ શોધું છું. જે રસથી મેં ઝાડ અને રાજમહેલો જોયાં છે જે રસથી શંખલાઓ જોયાં છે તે જ રસથી અજાયબઘરો (મ્યુઝિયમો) પણ જોયાં છે.

જે કાર્યોત્સર્ગથી સંમેલનમાં અને ઉત્સવોમાં ભળ્યો છું, સૂર્યોદય અને સૂર્યાસ્ત અને મધ્યાહ્ન જોતાં મને જે આનંદ છૂટ્યો છે એ જ આનંદ મને રવિભાઈ, કનુભાઈ અને સોમાલાલ શાહની કૃતિઓ જોઈને મળ્યો છે.

પણ પોતાને કળારસિક તરીકે ઓળખાવતાં પણ જે સંકોચાય છે તે હું કળાનું સાંગોપાંગ વિવેચન તે શું કરવાનો હતો!

મેં હમણાં જ કહ્યું તેમ હું મારી ઢબે કળાનો આશક હોઈ એ જ મારું ગાંડપણ બીજાને વળગાડવાનો પ્રયત્ન કરી શકું. દુનિયામાં અનેક રૂપે વિચરતી, વિકસતી અને વિલસતી કળા ઓળખવા માટે જેટલું રખડ્યો છું તેટલું જો મારા શ્રોતાઓને કલ્પના દ્વારા રખડાવું તો મારું કામ પૂરું થયું. પૃથ્વીનાં રત્નો, સમુદ્રનાં મોતી, ઝાડપાડનાં પુષ્પો, આકાશનાં પક્ષીઓ, અનંત તારલાઓ અને કવિઓની કલ્પનાઓ નિહાળીને અને કળાકારોની સુંદર તેમ જ ભવ્ય, અટૂલી તેમ જ જથ્થાબંધ, જૂની અને નવી કૃતિઓનું પાન કરીને મેં કોની કોની પાસેથી કળાની દીક્ષા લીધી એનું જ બ્યાન જો કરું તો કળાનું ક્ષેત્ર કેટલું સાર્વભૌમ છે અને એની શક્તિ કેટલી અમોઘ અને સર્વગામી છે તેનો કંઈક ખ્યાલ આપી શકું. જી. આ. ૨૯૧–૨

## કળાનંદ

જીવન વિષેની કલ્પના જ્યાં સુધી શુદ્ધ થઈ નથી ત્યાં સુધી કળા શી ચીજ છે એનો યથાર્થ ખ્યાલ જ આવવાનો નથી. પશુની પેઠે માણસમાં પણ ભોગવૃત્તિ રહેલી છે તે ઉપરાંત સ્વામિત્વ બુદ્ધિ રહેલી છે. આળસ રહેલું છે, ઢાળ ઊતરવાનો આનંદ રહેલો છે. માણસ બુદ્ધિમાન પ્રાણી રહ્યો એટલે આ બધી વૃત્તિઓને સુવ્યવસ્થિત રૂપ પણ આપી શકે છે, શબ્દજાળ પાથરીને પશુજીવનને પણ રસમય કે યથાર્થ બનાવી શકે છે. ભોગૈકપરાયણ જીવન રસમય કે કૃતાર્થ થઈ ન શકે એ અનુભવ તો મોડો થવાનો અને એકના અનુભવથી મળતા ડહાપણનો લાભ મફત લેવાની જ્યાં સુધી બીજાઓ ના પાડે છે ત્યાં સુધી ભોગની ફિલસૂફીને અને તેના ઉપર રચાયેલા સૌંદર્યશાસ્ત્રને નવા નવા અનુયાયીઓ મળતા જ રહેવાના.

જી. આ. ૨૨૬

યથાર્થદર્શી કળા કળા જ ન કહેવાય. એ તો જોયેલી કોઈ સારી વસ્તુની કેવળ કુશળ નોંધ છે. જી. આ. ૨૮૪

## દેશદર્શન

દેશમાંનાં જુદાં જુદાં ધાર્મિક સ્થળો, ઐતિહાસિક સ્થાનો, કલામંદિરો અને નિસર્ગરમણીય દૃશ્યો જોઈને મેં કેવળ ચક્ષુતૃપ્તિ કદી અનુભવી નથી. જે રીતે મંદિરમાં જઈ આપણે દેવદર્શન કરીએ છીએ એ જ રીતે ભૂમિમાતાની આ વિવિધ વિભૂતિનાં હું દર્શન કરતો આવ્યો છું એ જ ભાવનાએ મેં મારી સઘળી યાત્રાઓ આજ સુધી કરી છે. મારા દેશના ગામડેગામડાની માહિતી મને હોવી જોઈએ અને એ માહિતી સાથોસાથ ભક્તિની પણ વૃદ્ધિ થવી જોઈએ એવી મારી અપેક્ષા રહી છે.

જેમ જેમ હું પ્રવાસ કરું છું, અને અભિમાન તથા પ્રેમથી હૃદય ભરાઈ જાય એવા દૃશ્યો જોઉં છું, તેમ તેમ મને એક વાત અસ્વસ્થ કર્યા જ કરે છે; આવડો સુંદર અને ભવ્ય એવો આ દેશ પરતંત્ર છે.* તેને માટે હું જવાબદાર છું. પરતંત્રનું લાંછન કપાળે લઈને હું આ અદ્ભુતરમ્ય દેશની ભક્તિ પણ શી રીતે કરું એમ મને લાગી આવે છે.

આ દેશ મારો જ છે એમ શું મારાથી માની કે કહી શકાય ખરું? હું દેશનો છું એમાં તો શંકા નથી કારણ કે દેશે મને જન્મ આપ્યો છે. મારું પાલનપોષણ અખંડ તે જ કરે છે; મને રહેવાને સ્થાન, ખાવાને અન્ન અને આરામ માટે આશરો તે જ આપે છે. મારા બાળ બચ્ચાંને એને જ આધારે હું નચિંતપણે છોડી શકું છું; જે ઉજ્જવળ ઇતિહાસ વડે હું જગતમાં ઊંચું માથું કરીને ચાલું છું એ પ્રાચીન ઇતિહાસ પણ દેશે જ મને આપ્યો છે. આમ મારું સર્વસ્વ દેશ પાસેથી જ મને મળ્યું છે. પણ આ દેશ મારો છે એમ માનવા યોગ્ય દેશને સારુ મેં શું કર્યું છે? આ ભૂમિમાં મારો જન્મ થવાની સાથે હું તો દેશનો થયો, પણ દેશને મારો કહેવડાવવા ખાતર મારે દેશ સેવામાં જીંદગીભર ખપી જવું જોઈએ.

આવા પ્રકારના ખ્યાલો મનમાં ઘૂંટાતા હું ક્ષણભર અસ્વસ્થ થાઉં છું. પણ એ અસ્વસ્થતામાંથી જ ધર્મનિષ્ઠા ઉત્પન્ન થઈ દૃઢ થાય છે. આ અસ્વસ્થતાને લીધે જ સ્વરાજ્ય સંકલ્પ દૃઢ બને છે. અને દેશ ખાતર—અસહ્ય કષ્ટ ઉઠાવનારા દેશના ગરીબોને ખાતર—યત્કિંચિત્

*આ લખાયું ત્યારે સ્વતંત્રતા મળી ન હતી.

પણ કષ્ટ સહન કરવાની સંધિ મળે છે ત્યારે ઉપકૃત થયા જેવું લાગે છે. અને જેમ જેમ પ્રવાસ કરતો જાઉં છું તેમ તેમ અંગે-અંગમાં નવી શક્તિનો સંચાર થતો લાગે છે. જુવાનોને હું હંમેશાં જ કહેતો આવ્યો છું કે 'સ્વદેશમાં ફરીને દેશના અને દેશના લોકોનાં દર્શન કરવાની એક પણ તક ન ગુમાવતાં.' ર. આ. ૧૮૬

## સંસ્કારનો ચેપ

મારી કળાની ઉપાસના ભારતભક્તિમાંથી ઉત્પન્ન થઈ છે. સ્વદેશ એટલે કેવળ એનાં ખેતરો અને ડુંગરો નહીં પણ દેશવાસીઓએ ખીલવેલી આખી સંસ્કૃતિ એ સાચો દેશ જ છે, એમ જ્યારે પ્રતીત થયું પણ ત્યારે દેશમાં બધે ફરી એનાં દર્શન મારફતે ભારતમાતાના દર્શન કરવાનો મેં પ્રયત્ન કર્યો છે. તેમ કરતાં સૌંદર્ય અને કળા બન્નેનું ભાન ખીલ્યું. ભગિની નિવેદિતા અને આનંદકુમાર સ્વામીનાં લખાણોએ ઘણી મદદ કરી. આપણા આર્યજીવનમાં રહેલી કળાનો અનુભવ તો કૌટુમ્બિક અને સામાજીક જીવનમાંથી જ મળેલો. પણ એનું રહસ્ય પારખવાની દૃષ્ટિ અને શક્તિ આ બે જણાનાં લખાણોમાંથી મળી. ત્યાર પછી જ મંદિરો અને અજાયબઘરો ચિત્રસંગ્રહો અને તીર્થસ્થાનો નવી ઢબે હું જોતો થયો.

આ બધું વ્યવસ્થિત અધ્યયન તરીકે મેં નથી કર્યું, પણ આશક અને ભક્તની વૃત્તિથી કર્યું છે. મેં એને જીવનનો સર્વશ્રેષ્ઠ આનંદ માન્યો છે અને એનો જ ચેપ ઊછરતી પેઢીને લગાડવાનો મારો પ્રયત્ન છે. આપણી ભાષામાં એ આનંદ વ્યક્ત કેમ ન થાય એ ઈર્ષાથી મેં લખવા માંડ્યું.

* * *

હું તો સંસ્કારોનો ચેપ લગાડવામાં જ માનું છું. અત્યાર સુધી જેટલું લખાયું તેની અસર કેટલાક યુવાનો પર થઈ છે. અને તેઓ ઉત્સાહ અને વીર્ય સાથે ભારતનું નિરીક્ષણ અને ભારતની સેવા કરી ભારતભક્તિમાં તરબોળ થવા લાગ્યા છે એમ જોઈ મને સંતોષ થયો છે. આગળનું કામ એમનું છે.

જી. આ. ૨૯૦

## સંસ્કારિતાનું સર્વોચ્ચ સાધન

કળાદ્વારા અભિરુચિ કેળવાય છે. વૃત્તિઓના વેગમાં માર્દવ આવે છે, બેસૂરું કશું સહન થતું નથી. ક્ષણિક વાસનાને વશ ન થતાં આખું જીવન સુંદર અને પ્રમાણબદ્ધ કરવા તરફ વલણ વધે છે. કળાદ્વારા આખા વિશ્વનું, અને તેમાંયે મનુષ્યજીવનનું રહસ્ય વધારેમાં વધારે પ્રગટ થાય છે. અને તેથી કળા એ સંસ્કારિતાનું સર્વોચ્ચ સાધન છે. 'હૃદયની સાચી કેળવણી તો કળામાં જ છે, અને તેથી કળાદ્વારા જ સામાજીક સ્વાસ્થ્ય સાધ્ય છે,' એવો આજના જમાનાનો અભિપ્રાય છે. પોતાને ભૂલ્યા વગર કળા સંભવતી નથી. તપસ્યાના મંથનમાંથી જ કળાની જ્યોતિ પ્રગટે છે. કળા એ ભોગવિલાસની વસ્તુ નથી પણ આત્માની શક્તિ પ્રગટ કરવાની અને બધા હૃદયો સાથે એકતા અનુભવવાની સાધના છે. કળાના આ પાસા તરફ જો ધ્યાન જશે તો કળા વિશુદ્ધ થશે, અને પ્રજાને આશીર્વાદરૂપ નીવડશે. આપણા દેશમાં સાહિત્ય, સંગીત અને કળાએ જ્યારે રાજવૈભવની સેવા આદરી, નીતિને વિસારી, નરી રસિકતા કેળવી, ત્યારે આપણે ક્ષીણવીર્ય થયાં.

સાચી સંસ્કારિતાને બદલે ઉપરનો ઢોળ જ જો કેળવાય તો અંદર ઘણો અન્યાય અને સડો ભરાઈ શકે છે, અને કાળે કરીને એ અસહ્ય રીતે ગંધાય છે. જી. વિ. ૮

  

## કળાનું વ્યાકરણ

સાદાઈ, સ્વચ્છતા, મોકળાશ, શાન્તિ અને ઠરેલપણા વગર કળા ખીલે જ નહીં. જે આખો જન્મારો ગળ્યું ગળ્યું ખાય છે, ગરમ ગરમ ખાય છે, અથવા આઇસ્ક્રીમ ઉપર જ જીવે છે તેની સ્વાદ-શક્તિ બહેર મારી જાય છે. એની પારખ-શક્તિ બૂઠી થઈ જાય છે. જેને રોજ ખુશામત કરવી પડે અથવા રોજ ખુશામત સહન કરવી પડે છે, તે માણસમાં કોઈની સાચી કદર કરવાની શક્તિ જ રહેતી નથી. એટલા ખાતર કળાકારોએ અને કળારસિકોએ સચ્ચાઈ, સાદાઈ અને સંયમનું જીવની પેઠે જતન કરવું જોઈએ. સાદાઈ, સંયમ અને વીરતા એ ત્રણ વગર જીવન છીછરું અને અકુલીન થઈ જાય છે. જી. આ. ૩૨૯

# જીવનમાં સૌંદર્યનું સ્થાન

સૌંદર્ય પોતે સુંદર વસ્તુ છે પણ તે વિષેનું વિવેચન કે મીમાંસા સુંદર હોય જ છે એમ નથી. કાવ્ય, સંગીત કે વિનોદમાં રહેલો આનંદ આપણે તલ્લીન થઈને અનુભવીએ છીએ પણ આ સુંદર કળાઓની મીમાંસા કરવા જતાં કદાચ એ કાર્ય આનંદરહિત, અ-સુંદર અને રૂક્ષ પણ થઈ બેસે. સૌંદર્યના અનુભવનો આનંદ સૌંદર્ય-મીમાંસામાંથી નીપજે જ છે એમ નથી.

* * *

સૂર્ય તરફ નજર રાખી ચાલતાં પ્રકાશ પણ મળે છે અને છાયા પણ આપણી પાછળ આપમેળે ચાલી આવે છે. પરંતુ તેથી અવળી નજર રાખી છાયા પાછળ ચાલતા પ્રકાશ પણ મળતો નથી અને છાયા તો હાથમાં જ આવતી નથી, તે તો આગળને આગળ દોડી જાય છે. તેવી રીતે સૌંદર્ય પાછળ પડતાં તે પ્રાપ્ત થતું નથી. કોકવાર તેની તરફ બેદરકાર રહેવાથી જ આનંદ અને સૌંદર્ય બન્ને સહેજે મળે છે. બાળકોનાં જીવનમાં વ્યક્ત થતું સૌંદર્ય એને વિષે એને ભાન થતાં નષ્ટ થવા માંડે છે. સૌંદર્ય વિષે ભાન આવ્યું એટલે તેમાં વિકૃતિ પેસવાની જ. સુંદર વ્યક્તિને જ્યાં સુધી પોતાના સૌંદર્યનું ભાન નથી ત્યાં સુધી એના જીવનમાં સૌંદર્ય ખીલતું જાય છે. આમ સુંદરતા વસ્તુ જ એવી છે કે તેના વિષે તટસ્થતા, કાંઈક ઉદાસીનતા કેળવવાથી તે સહેજે મળી રહે છે. પરંતુ તેને માટે પ્રયત્નો કરવાં જતાં તે શરમાઈને દૂર જતી રહે છે.

* * *

જેઓ જીવનને નીરોગી અને સમૃદ્ધ કરવા માગે છે, જીવનને સુંદર રીતે વ્યક્ત કરવા ઇચ્છે છે, તેમની અંદર સૌંદર્ય ખીલે જ છે અને તેઓના જીવનમાં તેનું સ્થાન પણ અનેરું હોય છે.

જીવનના ઊંડા સ્વરૂપનો સાક્ષાત્કાર થવાથી જેમ જેમ જવાબદારી અને કર્તવ્ય બુદ્ધિ જાગૃત થાય છે તેમ જ જેમ જેમ પ્રેમ, કરુણા, ન્યાય આદિ સુવૃત્તિઓ ખીલતી જાય છે તેમ તેમ સૌંદર્ય વિષેની કલ્પના ઉન્નત થતી જાય છે. અને અંતે પ્રતીતિ થાય છે કે જે સુંદર રીતે જીવી જાણે છે તે જ ખરેખર સુંદર છે.

જી. આ. ૨૪૦

# નીરસ રસિકતા

જેઓ માને છે કે કળા એ જીવનની નીરસ વસ્તુસ્થિતિમાંથી બચી જવા માટે છે, તેમને જીવનનો બહુ કડવો અનુભવ તો થયો જ હશે, પણ એથીયે વધારે, તેઓ જીવનથી હારેલા પણ હોવા જોઈએ. દુઃખ, દારિદ્ર, અન્યાય અને મૂંઝવણથી ભલે માણસ અકળાય, પણ જીવન હારે નહીં. જીવનનું સ્વરૂપ જ એવું છે કે એનાં દરેક પાસામાંથી માણસને પરાક્રમની પ્રેરણા મળવી જોઈએ, રસના ઝરણાં ફૂટવાં જોઈએ. પણ જ્યારે માણસ વિષયોનું આકંઠ સેવન કરે છે અને અર્થવિહીન નીરસ એદી જીવન ગાળે છે ત્યારે જીવન અપમાનિત થાય છે. પછી માણસને ક્યાંય ચેન નથી પડતું. જે જે જોઈએ છીએ તે તે ઇચ્છા કરો એટલી વાર કે મળ્યું જ છે, એમ થઈ જાય તો માણસને જીવવું પણ ભારરૂપ થઈ જાય. ઇચ્છાતૃપ્તિ અને પ્રતિષ્ઠા જીવનનું તમામ ઔત્સુકય મારી નાખે છે, અને પછી કેવળ કલેશ અને કલેશ જ રહે છે, એમ કાલિદાસનો દુષ્યંત કહે છે, તે સાવ સાચું છે. એવા લોકોને Escape from Life જોઈએ છે. અને તે તેઓ કળામાં શોધે છે. તેમ કરતાં તેમને ત્યાં તે મળી છે કે કેમ એ વિષે કોઈએ કહ્યું નથી.

વગર મહેનતનું ખાવુંપીવું, નોકરોને દોડાવવા અને આખો વખત સાહિત્ય વાંચવું, સંગીત સાંભળવું, નાટક સિનેમા જોવાં અને સભાની શોભામાં વૃદ્ધિ કરવી, એટલું જ જેમનું જીવન છે તેમને માટે કળાની ધાર પણ બુઠ્ઠી થઈ જાય છે, કશાયમાં એમને રસ પડતો નથી, એવા લોકો જ્યારે સંસ્કારી અકળામણ બતાવી ઠાવકા નિસાસા નાંખે છે ત્યારે આવા લોકોની દયા ખાતાં પણ ત્રાસ છૂટે છે. એમનાં જીવન આગળ એક આંધળી અને 'ભયાણ' દીવાલ જ ઊભી રહે છે. જીવનમાંથી બચી જવા કળામાં ઊતર્યા ત્યાં પણ કંટાળો અને અરુચિ એમને છોડતાં નથી. હવે નાસીને ક્યાં જાય ?

ખરું જોતાં એમણે જીવનદ્રોહ છોડી દઈ ખરા જીવનમાં પ્રવેશ કરવો જોઈએ. ખરી કળા એમને એમાં મદદગાર થશે. એવા સુકુમાર લોકોને સાધન પણ સુકુમાર જ સૂચવું. સંગીત સાંભળવાને બદલે જો તેઓ પોતે ગાતાં કે વગાડતાં શીખી લે, નૃત્યના સાક્ષી થવાને બદલે નૃત્યની કસરત કરે, મોટી મોટી ટિકિટો ખરીદીને

કળા પ્રદર્શનો જોવા સાથે જાતે ચિત્રો ચીતરવા મંડી પડે, અને રૂપાળાં પૂંઠાવાળી ચોપડીઓ ખોળામાં રાખી નિસાસા નાખવાને બદલે પોતાના ખરેખરા અનુભવો શબ્દબદ્ધ કરવાનો પ્રયત્ન કરે તો કળા એમને માટે Escape into Life થઈ જશે.

જેમણે જીવનદ્રોહ કર્યો તેમને કળા શી રીતે ઉગારવાની હતી?

જી. આ. ૩૧૬

## સદાચાર એ જ સર્વશ્રેષ્ઠ કળા

સદાચાર એ પણ એક કળા છે અને એ સર્વશ્રેષ્ઠ કળા છે. સદાચારમાં જ કળાયુક્ત જીવન સમાયેલું છે. રૂપની ઉપાસના કરતાં પ્રેમની ઉપાસના જ શ્રેષ્ઠ છે. લયલા અને મજનૂંની વાર્તા રૂઢ કરનાર સૂફી કળાકારોએ મજનૂંને સુદામાનો બીજો અવતાર કલ્પીને અને શ્યામા લયલાને કૃષ્ણરાત્રિનું કુસુમ કહીને એ જ વસ્તુ જાહેર કરી છે કે ઉચ્ચ કળા બાહ્ય રૂપની પણ ઉપાસના ન કરે. ઘરના દીવાનખાનામાં હરણાના માથાનું અથવા શીંગડાંનું પ્રદર્શન કરનાર માણસ સૌંદર્યનો ઉપાસક ભલે ગણાય, પણ એનું જીવન કળાશૂન્ય છે એમાં કંઈ શક છે ખરો? પછી શત્રુઓની ખોપરીઓ ભેગી કરનાર નાગા લોકોને તમે જંગલી કેમ કહો? શિકારી જીવન ગાળનાર રાષ્ટ્રો પાસેથી કળાના પાઠ શીખવા બેઠા પછી કળા સાથે વિકળાનો સંકર થાય તો તેમાં નવાઈ શી? હરણાના માથામાંથી દીવાનખાનાને શોભાવનાર આધુનિક રસિક માણસ અને જીતેલા લોકોનાં માથાં કાદવમાં ખોસી તેનો મિનારો રચનાર કોઈ તૈમૂરલંગ વચ્ચે જમાનાનો ભેદ હશે, જાતિનો ભેદ નથી. નાના બાળકોના હાથ તોડી તોડી તે ફૂલપાત્રોમાં બેસાડી દીવાનખાનાને શોભાવનાર માણસને તો તમે નરપશુ રાક્ષસ કહો તો પ્રેમધર્મને ભૂલી જઈ કળા ખીલવવા માગનાર માણસને તમારે તે જ નામ ન આપવું જોઈએ? જી. આ. ૨૨૯

વાસના-વિરક્ત માણસ જ ઉત્તમ કળારસિક થઈ શકે છે....સાચી કળા દૃષ્ટિ કેળવાય તે માટે વિષય-વિરક્તિ અથવા સંયમ અત્યંત જરૂરી વસ્તુ છે.

જી. આ. ૨૮૭

# કળાનો સાચો આનંદ

સાચું જોતાં દરેક ઇન્દ્રિય મારફતે કળાનો આનંદ મળી શકે છે. પણ તે ઓળખવાની શક્તિ હોવી જોઈએ. કેટલીક ઇંદ્રિયોનો સંપૂર્ણ સંયમ કરવામાં જ એક અસાધારણ અને નિર્વિષય આનંદ મેળવી શકાય છે. મનુષ્યજાતિએ તે આનંદનો અનુભવ બહુ ઓછો કર્યો છે એ મનુષ્યજાતિનું દુર્દૈવ છે. જે માણસને ખૂજલી થઈ છે તે માણસ ખજવાળના વિષય-સુખને જ આનંદ માને છે; પણ નીરોગી માણસ તો શુદ્ધ આરોગ્યાનંદ જ પસંદ કરે છે. શિયાળાના દિવસોમાં તબિયત બહુ સારી હોય અને સવારે ટાઢે પાણીએ વહેલા નાહ્યા હોઈએ એટલે આખા શરીરના રોમેરોમમાંથી જે આનંદ સ્ફૂરે છે, જે ઉત્સાહ ઝરે છે, તે જતો કરી શું આપણે ખજવાળનું સુખ પસંદ કરીશું? બ્રહ્મચર્યનો આનંદ એ આરોગ્યાનંદ કરતાં હજારગણો અદ્ભુત અને ઉન્નત હોય છે. તેના અનુભવી બહુ ઓછા હોય છે એ કંઈ બ્રહ્મચર્યનો દોષ નથી.

પાલખીમાં કે મેનામાં આરામની પલાઠીવાળી બેસીને ફરવામાં આનંદ છે, અને સામે પવન સૂસવતો હોય તે વખતે ટેકરી પર ચડવામાં પણ આનંદ છે. આળસમાં પણ આનંદ છે અને ઉદ્યોગમાં પણ આનંદ છે. પણ એ એમાંથી પ્રાણપ્રદ કયો છે અને પ્રાણનાશક કયો છે એ ઓળખીને જ પસંદગી કરવાની રહી. આ રીતે વિચાર કરી શકનાર માણસ કળા અને મજૂરી વચ્ચે વિરોધ કલ્પે જ નહીં. જીવન-રસને જ ચૂસી નાખે એવી વીસમી સદીના કારખાનાની મજૂરી એ સાચી મજૂરી નથી. કળાને નામે વિલાસિતા વધારનાર પૈસાદાર લોકોએ જ એ જીવલેણ મજૂરી ઉત્પન્ન કરી છે એ વાત આપણે ક્ષણ પણ ભૂલીએ નહીં. અમેરિકન સ્ત્રીઓની ટોપીઓ શણગારાય એટલા માટે દુનિયાના અનેક દેશના અસંખ્ય પક્ષી મારવાનો ધંધો શરૂ થયો. એમાં શું કળાને પોષણ મળે છે? લૉર્ડ કર્ઝને હિન્દુસ્તાનનું બીજું ગમે તેટલું નુકસાન કર્યું હોય પણ હિન્દુસ્તાનનાં મોર કે બીજાં પક્ષીઓનાં પીછાં પરદેશ મોકલવાની એણે જે બંધી કરી, તે તેણે એક સાચે જ સુંદર કામ કર્યું છે. દરેક પ્રામાણિક મજૂરીમાં, જીવન-પોષક મજૂરીમાં, કળાનો શુદ્ધ આનંદ રહેલો છે. જે વસ્તુ નિર્માણ કરતી વખતે પદે પદે અને ક્ષણે ક્ષણે અવધાનની આવશ્યકતા છે, જે આપણને સર્જનાનંદ આપે છે તેની અંદર કળા રહેલી જ છે. જી. આ. ૨૨૮

## સુંદર ચિત્ર

સુંદર ચહેરાની એવી વ્યાખ્યા કરવામાં આવી છે કે, હસતી વખતે જે ચહેરો વધારે સારો લાગે તે સુંદર. કેટલાક ચહેરા પ્રથમ દર્શને તદ્દન સામાન્ય જેવા લાગે છે, પણ પ્રસન્નતાનું થોડુંક સ્મિત ઝળકતાં જ જોનારને વશ કરી લે છે. આવા ચહેરા એકવાર જોવામાં આવે એટલે કાયમના યાદ રહી જાય છે.

સુંદર ચિત્રનું પણ કંઈક આના જેવું જ છે. જે ચિત્ર જોતાં મન પ્રસન્ન થાય છે, જે ચિત્ર એક વાર જોયા પછી ફરી ફરી જોવાનું મન થાય છે, અથવા જે ચિત્ર એક વાર જોયાની સાથે જ ખૂબ ગમી જાય છે—મનમાં ઠસી જાય છે તે ચિત્ર સુંદર છે એમ જાણવું.

કાશ્મીરનો મહાકવિ ક્ષેમેન્દ્ર કહે છે "औचित्यं रससिद्धस्य स्थिरं काव्यस्य लक्षणम्। (રસથી તરબોળ કાવ્યની ખરી ખૂબી તેના ઔચિત્યમાં હોય છે) આ જ કસોટી સુંદર ચિત્રને પણ લાગુ કરી શકાય.

રસ અને ઔચિત્ય એ બે ગુણોને લીધે જ ચિત્ર સુંદર બને છે.

જી. આ. ૨૪૦

## ચિત્રકળા

આપણે ત્યાં ચિત્રકળા ખૂબ ખીલવવાની જરૂર છે. ગૂઢ કાવ્યોની હરીફાઈ કરનાર ચિત્રકળાની હું વાત નથી કરતો. તે તો જેના ઉપર ઈશ્વરનો આશીર્વાદ હશે તે જ ખીલવશે. પણ હું અહીં સામાન્ય ચિત્રકળાની વાત કરું છું. જેમ દરેક માણસને લખતાં વાંચતાં ને ગણતાં આવડવુ જોઈએ, નહાતાં ધોતાં કે પેન્સીલ ઘડતાં આવડવું જોઈએ અને આજકાલ જેમ દરેકને હાથે દાઢી કરતાં આવડવી જોઈએ, તેમ જ ગમે તે કલ્પના અથવા યોજના ચિત્રબદ્ધ કરવાની અને પ્રમાણ-માપના નકશાઓ દોરવાની કળા આવડવી જોઈએ. ચિત્રકળા વિહોણી કેળવણી હવે પછી વિ-ચિત્રને નામે ઓળખાશે.

જેનામાં ભૂમિતિની આકૃતિઓ ગમે તે ક્ષણે બનાવવાની હિંમત નહીં હોય તેને હવે પછી અભણ તરીકે જ ઓળખવામાં આવશે.

"કુમાર"માંથી

# ચિત્ર શિક્ષણની અગત્યતા

માણસને કવિ કે સાક્ષર થવું હોય કે ન હોય, વ્યવહાર ખાતર પણ જેમ તે અક્ષરો લખતાં શીખે જ છે, ગણિતી થવું હોય કે ન હોય તો પણ જેમ તે જીવનવ્યવહાર ખાતર આંકડા અને સરવાળા બાદબાકી, વગેરે પ્રાથમિક ક્રિયાઓ શીખે છે, તેવી જ રીતે દરેક ભણેલા માણસે પોતપોતાની કલ્પના વ્યક્ત કરવા સારુ, પોતે જોયેલા પદાર્થો અથવા દશ્યો સમજાય એવી રીતે વ્યક્ત કરવા સારુ ચિત્રકળા શીખવી જોઈએ. કેળવણીની શરૂઆત લેખનવાચન આંક અને પલાખાંથી થાય છે તેને બદલે કેળવણીના મૂળમાં ચિત્રકળા દાખલ કરવી જોઈએ.

* * *

મૂંગો માણસ મનમાં ગમે તે વિચાર આવે તો પણ બોલી બતાવી શકતો નથી. નિરક્ષર માણસ પોતાની વાણી લિપિબદ્ધ કરી શકતો નથી. તેવી જ રીતે આજે આપણે લગભગ બધા જ લોકો જોયેલી વસ્તુઓ, નિહાળેલા બનાવો અથવા ધારેલી યોજનાઓ રેખાબદ્ધ કે ચિત્રબદ્ધ કરી શકતા નથી. વાણીવિહીન થવું એ જેમ દુર્દૈવ ગણાય છે, લખતાં ન આવડે એ જેમ જીવનની ભારે ઉણપ ગણાય છે, તેમ ચિત્રલેખનથી અજાણ રહેવું એ પણ કેળવણીની મોટામાં મોટી ખામી ગણાવી જોઈએ. અમુક માણસને લખતાં-વાચતાં આવડતું નથી એમ કહેતાંવેંત જેમ આપણે એની અમુક અશક્તિનો ખ્યાલ મનમાં તરત બાંધીએ છીએ તેમ જ અમુક માણસને ચીતરતાં આવડતું નથી એમ કહેતાંવેંત તે કેળવાયેલો નથી, અપંગ છે એવો ખ્યાલ આવવો જોઈએ.

જી. વિ. ૪૩૧-૨

  

ચિત્રકળા એ મોટે ભાગે એક સામાજીક વારસો છે. ચિત્રકળા અને સાહિત્ય પરસ્પર સ્વતંત્ર છે. છતાં પરસ્પર પોષક છે; તેથી સાહિત્યદ્વાર ચિત્રશક્તિ ખૂબ કેળવાય છે. એ જાણી સાહિત્યના ઉત્કૃષ્ટ નમૂનાઓનો અભ્યાસ ઉત્કૃષ્ટ ચિત્રોના અભ્યાસ જેટલો જ મહત્વનો ગણી ચિત્રકારની કેળવણીનો ક્રમ ઘડવો જોઈએ.

જી. આ. ૨૪૫

## જીવનનું સંગીત

સંગીત વગરનું જીવન અનેક રીતે નીરસ અને અધૂરું નિવડે છે. સંગીત એ અત્યંત જલદ વસ્તુ છે. તેનો ભારેમાં ભારે ઉપયોગ છે. અને તેથીજ તેનો ભારે દુરુપયોગ પણ થઈ શકે છે. સંગીત એ કંઈ અમુક લોકોનો ઇજારો નથી અથવા એક અસ્પૃશ્ય વિષય પણ નથી. સંગીત એ મનુષ્ય જીવનનું અતિ આવશ્યક અને વિશ્વજનીન અંગ છે. સવારસાંજ કુદરતને બોલકણી કરનાર પક્ષીઓને સંગીતની જેટલી આવશ્યકતા છે તેટલીજ મનુષ્યને પણ તેની આવશ્યકતા છે. થાકેલા માણસને અન્ન કે ઊંઘની જેટલી જરૂર છે તેટલીજ સંગીતની પણ છે. સૂર્યોદયથી સૂર્યાસ્ત સુધી કામ કરનાર મજૂરને પૂછો કે તેમનો એકમાત્ર વિસામો કયો છે? સવારે ઊઠીને ઘંટી ચલાવનાર ગૃહિણીઓ, ગામનો મેલ ધોનાર ધોબીઓ અને ધોબણો, દુનિયાની લાજ ઢાંકનાર વણકરો, નવા ઘરમાં ટીપણી કરનાર મજૂરણો, કોશ ચલાવનાર દુનિયાના અન્નદાતા ખેડૂતો, માલની લાવ-લઈજા કરનાર વણજારાઓ, ગાયો ચરાવનાર ગોવાળિયાઓ, દરિયો ખેડનાર ખારવાઓ, દુનિયાથી પોતાને પર માનનાર બાવાઓ અને ફકીરો, જન-મન-રંજક કથાકારો અને માણભટ્ટો અરે ભિખારીઓ અને પશુઓ પણ સંગીતદ્વારા જ પોતાની બોજારૂપ જીંદગીમાં રસ જોઈ શકે છે અને રેડી શકે છે.

જી. આ. ૨૫૫

~ ~ ~

## જોઈએ છે નવા નવા રાગો

જેમ સમાજમાં હવે આપણું ચાર વર્ણથી ચાલવાનું નથી તેમ સંગીતમાં પણ હવે છ રાગ અને છત્રીસ રાગણીઓ અને એમનાં 'કુટુંબીઓ'થી ચાલવાનું નથી. પ્રજાના પુરુષાર્થમાં નવા નવા આદર્શો ઘડાતા જાય છે, તેમ તેમ નવા રાગો પણ આપણને પેદા કરતાં આવડવું જોઈએ.

જેમ ભિન્ન ભિન્ન પ્રકૃતિઓનું સંમિશ્રણ આપણે કરવાના છીએ તેમ તેમ નવા નવા રાગોનો પણ આપણે આવિષ્કાર કરવો રહ્યો.

જી. આ. ૩૩૬

## સંગીતની સ્થિતિ

સંગીતના વિરોધીઓ કહે છેઃ સંગીતથી માણસ શોખીન, વિલાસી અને ઉડાઉ થાય છે. સંગીતની પાછળ પડેલો માણસ દુનિયાના જરૂરી વ્યવહાર તરફ બેદરકાર થઈ જાય છે. વિદ્યાર્થીઓ તો એકવાર સંગીતમાં પડયા એટલે પછી પડયા જ; પછી વ્યાકરણ, ગણિત, તર્ક જેવાં પ્રખર વિષયોમાં તો જાણે તેમની મતિ જ ન ચાલે પણ સામાન્ય વિષયો પરથી પણ તેમની આસ્થા ઊડી જાય છે. જેને સંગીતનો શોખ લાગ્યો તેની સવારથી જ ગોઠિયાઓની બેઠક ચાલવાની, 'ગાને બજાનેકી મહેફિલ' આગળ મહત્ત્વનું કાર્ય કશું જ રહેવાનું જ નહીં. અંગ્રેજોએ લખનૌ સર કર્યું તોપણ લખનૌના નવાબ 'ઓર એક ઠુમરી'ની જ વાત કરતા હતા. ઔરંગઝેબ બાદશાહે સંગીતનો બહિષ્કાર અમસ્તો નહોતો કર્યો.

જી. આ. ૨૫૫

## રાષ્ટ્રીય સંગીત

કોઈ પણ રાષ્ટ્રનું સંગીત તેના પ્રજાકીય પુરુષાર્થનો પડઘો છે. આપણે જ્યારે પરાક્રમી પ્રજા તરીકે પંકાઈશું ત્યારે ત્રિંશત્કોટિ-કંઠ-કલકલ-નિનાદથી કરાલ અને મધુર બંને જાતના સંગીતો આપણને મળશે. લાસ્ય અને તાંડવ બન્ને નૃત્ય આપણે ત્યાં છે. એક જ વસ્તુના એ બે પાસા છે. બિથોવનને જો તોફાનનું સંગીત ઉત્પન્ન કરતા આવડયું તો આપણને દૈવી સૃષ્ટિ પેદા કરનાર મહાન ક્રાંતિનું સંગીત પેદા કરતાં કેમ ન આવડે? ઊંડી સાધના જોઈએ છે, હિંમત જોઈએ છે, સાહસ જોઈએ છે.

જી. આ. ૩૩૫

સર્વાંગ-સુંદર રીતે જીવી જાણવું એ જ ઉત્તમ કળા છે. એવા જીવનમાં સંગીતનો મધુરનાદ સંભળાય છે.

જી. આ. ૨૮૦

## ત્યારે અને આજે

જ્યાં સુધી સાહિત્યનું શ્રવણ અને સંગીતના જલસાઓ મંદિરોમાં થતા, મૂર્તિવિધાન કળા તેમજ ચિત્રકળા મંદિરોમાં અને વિહારોમાં ઠલવાતી અને ગાયનાચાર્યો ગંગા જેવી નદીને પોતાનું સંગીત સંભળાવવા ઘાટ ઉપર સંગીતામૃતપ્રવાહ વહેવડાવતા, ત્યાં સુધી ગરીબ અને તવંગર બન્નેને કળાનો સરખો જ લાભ મળતો. ઉત્સવપ્રસંગે અને વિવાહપ્રસંગે નાતજાતના ભેદો ભલે હોય પણ ધની અને ધનહીન એવો તીવ્ર ભેદ આપણે ત્યાં નહોતો. અને તેથી કળાનો આનંદ, કળાનો પુરુષાર્થ અને કળાની સંસ્કારિતા બધાને સરખી રીતે મળતાં; અને કોક કોક વાર સર્વોચ્ચ કળાકારો વૈરાગીની દીક્ષા લઈ પોતાની મસ્તીના આનંદમાં ગમે ત્યાં રહેતા. ધનવાનોની દોલત અને એમની મતલબી ખુશામત આ અલમસ્તોને લલચાવી શકતી ન હોતી. ગરીબમાં ગરીબ માણસ પણ એમની સેવાસુશ્રૂષા કરી કળાધર બની શકતો.

આજે એ સ્થિતિ રહી છે એમ કહેવાની હિંમત નથી. આજે સાહિત્ય, સંગીત, કળા ત્રણેય ધનવાનોનાં અને સત્તાવાનોનાં આશ્રિત બની ગયા છે. મંદિરોમાં જેમ કળા ઠલવાતી તેમ લોકોને એની સમજણ પણ પાડવામાં આવતી. આજે પદાર્થસંગ્રહાલયોમાં અને પ્રદર્શનોમાં ગોઠવાતી કળા ગરીબોને કોઈ સમજાવતું નથી. એવે સ્થાને ગરીબો જાનવરની પેઠે ફરે છે અને આશ્ચર્યવત્ જોઈને પાછા આવે છે. વીજળીના ઝબકારા પછી જેમ અંધારાનું ભાન વધારે દૃઢ થાય છે તેમ, આવા પ્રદર્શનો જોઈ આવેલા ગરીબો પોતાની અજ્ઞાનતા અને અસંસ્કારિતાનું ભાન પોતાના મન ઉપર ઠસાવીને જ પાછા આવે છે. કળાદર્શનમાંથી ઉત્સાહ, આશા અને શ્રદ્ધા જામવાં જોઈએ તેને બદલે વિષાદ, નિરાશા અને નિર્વીર્ય અસંતોષ જ તેઓ કેળવે છે. દુઃખ સાથે કબૂલ કરવું પડે છે કે, ગરીબોના સેવક આજે જેટલા ઓછા છે તેટલા આ પ્રાચીન રાષ્ટ્રમાં પૂર્વે કોઈ કાળે નહોતા.

જી. આ. ૩૨૨

~ ~ ~

સંગીત એ કંઈ વિલાસની વસ્તુ નથી, મોજશોખનો મસાલો નથી. શુદ્ધ સંગીત શુભ ભાવનાઓનું પોષણ છે. જી. આ. ૨૬૫

# લોકાશ્રય અને સંગીત

રાજાશ્રયને લીધે ઉચ્ચ સંગીત પ્રભુ-ભોગ્ય થયેલું હતું એ ખરું, પણ તે જમાનામાં પૈસાદાર અને ગરીબ વચ્ચે આજના જેવું અળગાપણું જામ્યું ન હતું. રાજ્યના ગવૈયાઓ મંદિરમાં જઈ રોજ ગાતા, યાત્રાઓમાં પણ જતા, ગરીબોની વચ્ચે રહી ગરીબોને પણ કંઈક તાલીમ આપતા અને સમાજના જીવનમાં સંગીત રેલાવતા. આપણા લોકોનું જીવન જ સંગીતમય હતું. બાળક જન્મે ત્યારે સંગીત, જનોઈ ધારણ કરે ત્યારે સંગીત, પરણે ત્યારે સંગીત. કેટલીક કોમોમાં તો માણસ દુનિયામાંથી વિદાય લે ત્યારે પણ તે સંગીત સાથે જ. આપણી લગભગ બધી જ ધાર્મિક ક્રિયાઓ સંગીત વગર અધૂરી ગણાતી.

રાજાશ્રયનો જમાનો જઈ હવે લોકાશ્રયનો જમાનો આવ્યો છે. લોકાશ્રય એટલે મધ્યમ-વર્ગનો આશ્રય. આ આશ્રયના આધારે જીવતો કળાધર ઘણે ભાગે સ્વતંત્ર રહી શકે છે અને સ્વાભિમાન કેળવી શકે છે.

પણ આ લોકાશ્રય પશ્ચિમની ઢબનું અનુકરણ કરે તો સમાજને માટે તે આશીર્વાદરૂપ ન જ નીવડે. રાજાશ્રયના જૂના જમાનામાં ગરીબોનો બહિષ્કાર નહોતો. સરસ સંગીત ગરીબોને પીરસવાનું કામ ધર્મસંસ્થાઓ કરતી જે ટિકિટના પૈસા આપે એ જ સંગીત સાંભળે એવી દશા જો થઈ જાય તો જીવનના આ એકમાત્ર ઉચ્ચ સમાધાનથી ગરીબોને વંચિત રહેવું પડે. લોકાશ્રય પર આધાર રાખી સંગીતનો ઉદ્ધાર કરનાર પંડિત વિષ્ણુ દિગંબરને હરદ્વારમાં ગંગાને કિનારે ગંગામૈયાને પોતાનું સંગીત સંભળાવતા એમ જ્યારે સાંભળ્યું ત્યારે મને ખૂબ આનંદ થયો, કેમ કે એ બહાને આમ પ્રજાને પણ તેમના ઉત્તમ સંગીતનો લાભ મળતો.

જે દિવસે ગરીબ લોકો સંગીતથી પણ સાવ વંચિત રહેશે તે દિવસે તેઓ સેતાન બની જવાના. આપણું જૂનું ભોળું જીવન તૂટતું જાય છે અને જીવનકલહમાં માણસની ઘણીખરી સદ્‌વૃત્તિઓ મરી જાય છે.

એવે પ્રસંગે તો સાત્વિક સંગીતની આવશ્યકતા ખાસ કરીને વધારે છે. હજારો ને લાખો મજૂરોને એકત્ર કરનાર મિલમાલિકોને હું જરૂર કહું કે તમારા ભલા ખાતર પણ તમારે તમારા આ અસંખ્ય પણ ગરીબ સહકારીઓને શુદ્ધ સંગીત સંભળાવવાની ગોઠવણ કરવી જોઈએ. પછી તે લોકસંગીત હો કે શાસ્ત્રીય સંગીત. જી. આ. ૨૫૯

# કળાકારનું જીવન

પોતાની સંસ્કારી કળા દ્વારા પોતે ઉત્પન્ન કરેલી અપેક્ષાઓ સુધી પોતાના જીવનને જો માણુસ ઉન્નત ન કરી શકે તો એનું જીવન એને માટે અને સમાજને માટે અંતે શાપરૂપ નહીં તો ક્લેશરૂપ તો બને જ છે. વાદળાંના દર્શનથી આનંદિત થઈ કળા કરતાં મોર પર મોહિત થયેલા આપણે એના આહારની તપાસ કરવા બેસીએ તો ગ્લાનિ જ ઉપજે. સજ્જનોનાં શીલ જેવા ધોળા રંગથી મંડિત એવો બગલો શાંત સરોવરને કાંઠે એક પગે એકધ્યાન થઈને ઊભો હોય છે ત્યારે તે કઈ વસ્તુનું ચિંતન કરે છે તેની તપાસ કરીએ તો કાંઈ આનંદ પ્રાપ્ત થવાનો નથી. અંતે વિષણ્ણ મન નિર્ણય કરે છે કે આ પ્રાણીઓ ઈશ્વરે અર્પેલી કળાનું કેવળ વહન કરે છે, પણ છે તો સાવ પ્રાકૃત પ્રાણી. જેટલી કળાએ ધારણ કે વહન કરે છે તેટલી કંઈ એમના જીવનમાં ઊતરી નથી.

જેમની કૃતિથી મનુષ્ય-હૃદય ધન્ય ધન્ય થઈ જાય છે, તેમનું જીવન તપાસતાં નિરાશા ઉપજે એવી સ્થિતિ શું અપરિહાર્ય છે? જે કળાકૃતિએ અસંખ્ય જીવનોમાં ચૈતન્ય રેડ્યું અને માનવી ભાવોને દિવ્ય બનાવ્યા તેની અસર કળાકારના પોતાના જીવન પર કેમ ન થાય?

કેમ ન થાય? વાલ્મીકિ કળાકાર હતો. એના જીવનની વિભૂતિ એની કળાની વિભૂતિ કરતાં જરાયે ઊતરતી ન હતી. વેદાંત–સમ્રાટ યાજ્ઞવલ્કય કળાકાર હતો. જ્યારે એની વેદાંતવાણી બોલે છે ત્યારે જાણે મહાનદ ઘૂઘવતો ચાલતો હોય એમ જ લાગે છે. એની વાણી જેમ જેમ સાંભળીએ છીએ તેમ તેમ તેનું સંગીત અજાણતાં જ આપણા હૃદયમાં પેસી જાય છે. તાનસેનનો ગુરુ હરિદાસ કળાકાર હતો. એનું પ્રભુત્વ માણુસ ઉપર તો શું જંગલના પશુપંખી અને નદીનાં નીર પર પણ ચાલતું. થેરગાથા અને થેરીગાથા રચનાર બૌદ્ધ કવિ અને કવયિત્રીનું કવન શ્રેષ્ઠ હતું કે જીવન એ કોણ કહી શકે? જ્ઞાનેશ્વરની તોલે આવે એવા કવિઓ બહુ જ થોડા હશે, પણ સંત જ્ઞાનેશ્વરે કવિ જ્ઞાનેશ્વરની કીર્તિ ઢાંકી નાંખી. તુલસીદાસ, સૂરદાસ, કબીર, ત્યાગરાજ, કેટલાયે જીવનકળાના કળાધરના નામો આપણે અહીં ટાંકી શકીએ.

અને બધાં કળાકારો નિવૃત્તિમાર્ગી હોવા જોઈએ એવો કંઈ આપણો આગ્રહ નથી. મહર્ષિ દેવેન્દ્રનાથ ઠાકુર, અથવા એમના ચિરંજીવી વિશ્વકવિ રવીન્દ્રનાથ જેવાનો પણ આપણે દાખલો લઈ શકીએ. આગ્રહ એ છે કે કવિના કવન કરતાં તેનું જીવન ઊતરતું ન હોવું જોઈએ. કળાકાર જીવનકળામાં પામર જેવો ન દેખાવો જોઈએ. કળાકૃતિથી મુગ્ધ અને ઉપકારબદ્ધ થયેલ દુનિયા કળાકારના દોષ ભલે ન જુએ; પણ એટલા ખાતર કળાકારોએ બાયરન, શેલી, ગટે અને ઓસકર વાઈલ્ડની પરંપરા ચલાવવી જ જોઈએ એમ તો કોઈ ન કહે. ઊલટું પોતાની કળાને કૃતાર્થ કરવા ખાતર પોતાની અસાધારણ નબળાઈઓ સામે ઝૂઝનાર અને પોતાના જીવનમાં ક્ષણે ક્ષણે નવી ક્રાંતિ કરનાર ટૉલસ્ટૉયની પરંપરા ચલાવવી પડે તોયે એને દુઃખ કરવાનું કારણ ન માનીએ.

જી. આ. ૨૩૬

ખરું જોતાં ઉચ્ચ કલાકૃતિઓ પછી તે સંગીતના રાગો હોય, શિલ્પની મૂર્તિઓ હોય, સ્થાપત્યના પ્રાસાદો હોય, સામાજીક તહેવારો તથા ઉત્સવો હોય, નાના મોટા કાવ્યો હોય કે સાહિત્યની અનેક વિવિધ કૃતિઓ હોય એ બધી જીવતી વસ્તુ હોય છે. ઐતિહાસિક પુરુષોનો જેમ આપણે વિચાર કરીએ છીએ અને સમાજમાં એમનું સ્થાન નક્કી કરીએ છીએ, અને એમના પ્રત્યે કૌતુક, આદર, ભક્તિ, તિરસ્કાર ઉપેક્ષા કે જુગુપ્સા કેળવીએ છીએ, તેમ જ કલાકૃતિઓ પ્રત્યે પણ એમના જીવંતપણાને કારણે થયા વગર રહેતું નથી.

સંસ્કારિતા દ્વારા જીવનમાં તેમ જ માણસજાતિમાં અવિરોધ, સ્વરમેળ અથવા જીવન-સંગીત પેદા કરવું એ જ મોટામાં મોટી કળા છે.

જી. આ. ૩૦૮

સદાચાર અને સામાજીક મેલજોલ એ જ એક જીવનનું સંગીત છે.

# સામાજિક જીવન અને કળા

જીવનના દોષો ફિલસૂફીમાં પણ ઊતરે છે. સમાજશાસ્ત્રમાં તો ઊતરે જ છે. સાહિત્યમાં ઉતરવાના જ; પછી કળામાં કેમ ન ઊતરે? સાહિત્યમાં જ જુઓ. પ્રથમ રાજારાણીનું, વીરપુરુષોનું અને દેવદેવીઓનું સાહિત્ય લખાતું; પ્રજા અને સેના એ તો ચિત્રની પૂરણીરૂપ સંખ્યામાત્ર જ. આજકાલ એ સ્થિતિ બદલાઈ છે. નવરાશ ભોગવનાર મધ્યમવર્ગ વિષેનું જ સાહિત્ય મોટે ભાગે હમણા લખાય છે. નવલકથાનો નાયક મોટે ભાગે કોઈ ડૉક્ટર, બૅરિસ્ટર, વકીલ કે જાગીરદાર જ હોય છે. મહાનમા મહાન વિચારકો પણ ઘણીવાર જમાનાના દોષોથી પર રહી શકતા નથી. ઍરિસ્ટોટલ જેવા વિશ્વવ્યાપી બુદ્ધિવાળા ફિલસૂફને પણ ગુલામીની પ્રથા સ્વાભાવિક લાગી. શંકરાચાર્ય જેવા અદ્વૈતવાદી પણ વેદનું ઉચ્ચારણ સાંભળનાર અત્યંજને સજાપાત્ર ગણતા. મનુ મહારાજને પણ લાગતું કે न स्त्री स्वातंत्र्यम् अर्हति ! ભક્તકવિ તુલસીદાસે તો ઢોર ગમાર સાથે સ્ત્રીને પણ તાડનનો અધિકાર ઉદારતાથી આપી દીધો!

સમાજના દોષો સાહિત્યમાં આવવાના જ. રોમન અને ગ્રીક કળા પણ આ જ કારણસર દુષ્ટતાના ચેપથી મુક્ત રહી નથી. કેમકે રોમન અને ગ્રીક લોકોનું જીવન ચાબખા ખાઈને કામ કરનાર ગુલામોના વૈતરા પર જ રચાયેલું હતું. ઇજીપ્તની પિરામિડો ગમે તેટલી ભવ્ય હોય પણ એ અલ્પજીવી બાદશાહોએ પોતાની પાર્થિવ કાયા શાશ્વત કરવા રચેલાં કબ્રસ્તાનો જ છે. એક લાખ લોકો વીસ વીસ વરસ સુધી તેમના જીવતા રાજાની કબર બાંધવા માટે પરસેવો ઉતારે અને પોતે અકાળે કબર ભેગા થાય એ સામાજિક સ્થિતિ કેવી? એવા એ સમાજે પ્રગટ કરેલી કળા આસુરી ન હોય તો જ આશ્ચર્ય! વિજયનગરનાં ભવ્ય ખંડેરો અને ફૂલના ઢગલા જેવો દેખાતો તાજમહાલ જોઈને આપણે ગમે તેટલા તાજુબ થતાં હોઈએ તો પણ તેની પાછળ ગરીબોની હાય રહેલી છે એ જાણતાવેંત, જો આપણામાં માણસાઈ હોય તો, આપણો બધો રસ ઊતરી જવો જોઈએ. શુદ્ધ દૈવી સંગીત, નિષ્પાપ, તેજસ્વી અને કારુણ્યમય જીવનમાંથી જ સંભવી શકે છે. કેમકે સંગીત એ ભાવનાની નૈસર્ગિક ભાષા છે. જેવું જીવન તેવી ભાવનાઓ, જેવી ભાવના તેવું સંગીત. જી. આ., ૨૬૨

# સાહસ અને કળા

સાહસ વગર, ઉત્સાહ અને પરાક્રમ વગર, જોખમ ખેડવાની લહેજત કેળવ્યા વગર, કળા કોઈ કાળે પોતાનું પૂર્ણ સ્વરૂપ પ્રગટ કરી શકવાની નથી. કળા ભલે શાંતિના દિવસોમાં જ ખીલતી હોય, સલામતીના વાતાવરણમાં જ એને અવકાશ મળતો હોય, નવરાશનું જ એ ફળ હોય; પણ કળાની આદ્ય પ્રેરણા તો સાહસની, શૌર્યની, પરાક્રમની, 'સરફરોશીકી તમન્નાની' વૃત્તિમાંથી જ ઊગમ પામે છે. ચંડોળની પેઠે કલ્પનાકાશમાં નિર્ભય થઈને ઊંચે ઊંચે જનાર કળા એરોપ્લેનના નાવિક જેટલી જ હિંમતવાન હોવી જોઈએ.

ભવ્યતા અને પરાક્રમ એ એકબીજાના સહોદર છે. રાવણ, દુર્યોધન, જરાસંધ, વૃત્ર, મિલ્ટનનો સેતાન એ બધા ભલે સાધુતાના શત્રુ હોય પણ એમનામાં પરાક્રમ છે, ભવ્યતા છે, દુર્દાન્ત મહત્ત્વાકાંક્ષા છે. માટે જ એમની વિભૂતિઓ શોભી નીકળે છે અને કવિઓને તથા કળાકારોને આકર્ષે છે. જે સમર્થ છે, ભવ્ય છે, વ્યાપક છે, ઉદાત્ત અથવા ગૂઢ છે તે એ જ કારણે સ્વભાવ સુંદર હોય છે. સહરાના રણનાં ચિત્રો અને વર્ણનો જુઓ એમાં ખાસ કશું નથી હોતું એ જ એનું સર્વસ્વ છે.

દક્ષિણનાં ઊંચા ઊંચા મંદિરો, બિજાપુરની મસ્જિદો, બ્રહ્મદેશની વિશાળ બૌદ્ધમૂર્તિઓ,—એ બધાં સુંદર ન હોત તોય એમની ભવ્યતાથી જ કળાપૂર્ણ ગણાયાં હોત. પણ આપણા કળાકારોએ કળાવિધાનનું આખું સબક આ બધે ઠેકાણે સિદ્ધ કરી બતાવ્યું છે. ઝીણામાં ઝીણો ખૂણો જુઓ તોયે એમાં લાલિત્ય અને લાવણ્ય મળશે, અને આખી સમસ્ત કૃતિનો વિચાર કરો તોયે એમાં વિશાળતા સાથે કોમળતા અને પ્રમાણબદ્ધતા પણ મળશે. ખરેખર, લગભગ અલૌકિક કહી શકાય એવી આપણી આ કળાકૃતિઓ ભારતીય સંસ્કૃતિની ઉત્તમ પ્રતીક છે. પિંડ-બ્રહ્માંડ-ન્યાય પણ એમાં ઉત્તમ રીતે સચવાયો છે.

જી. આ. ૩૨૦

~ ~ ~

જેવું જીવન તેવું જ ઘર, તેવું જ રાચરચીલું, અને તેવી જ એના પરની કારીગરી અને કળા. નીચેથી ઉપર સુધી બધે સમર્પકતાનો સંબંધ હોવો જોઈએ.

જી. આ. ૩૨૬

## વૈરાગ્ય અને કળારસિકતા

જેણે વિરક્તિ પચાવી છે એવો માણસ સૂતકી જેવો નથી હોતો. સાચો વિરક્ત માણસ જીવનવિમુખ ન જ હોય. અલિપ્ત રહીને જ આ દુનિયામાં એ પ્રસન્નપણે અને ઉત્સાહથી વહેવાર કરે છે. પોતે અલિપ્ત હોવાને લીધે દુનિયામાં વહેવાર કરવાનું તેને સહેલું થાય છે, એટલું જ નહીં પણ અલિપ્તપણાને લીધે તેની બુદ્ધિ એવી કુશાગ્ર બનેલી હોય છે કે, બધી કળાઓમાં શ્રેષ્ઠ જે જીવન-કળા એ જ તેને સહજપણે હસ્તગત અથવા આચરણ-ગત થયેલી હોય છે. આપણી બધી કળાઓને જે કાંઈ પ્રતિષ્ઠા મળે છે તે આ જીવન-કળાની સાથેના તેમના સંબંધને લીધે જ મળે છે. આ સર્વોચ્ચ કળા—જીવનકળા—જેણે સિદ્ધ કરી તેને બીજી બધી કળાઓનું હાર્દ બહુ જ સહેલાઈથી અવગત થાય છે. જી. આ. ૨૮૯

  

## નૃત્યકળા

નૃત્ય એ કાંઈ નરી કસરત નથી. કસરત કર્યે માણસ થાકી જાય છે. પણ ભાવના-પ્રવાહમાં જ્યારે તાલબદ્ધ નૃત્ય ચાલે છે ત્યારે શરીરના દરેક અવયવ અને સાંધાને થાકને બદલે તાજગી અને ઉત્તેજના મળે છે. નૃત્યની આ વિશેષ ખૂબી અને તેની આ બહુવિધ શક્તિ તરફ કેળવણીકારોનું અને જીવન-વ્યવસ્થાપકોનું ધ્યાન જવાની ખૂબ આવશ્યકતા છે. જી. આ. ૨૭૮

  

માણસના મનમાં સૌંદર્યની ભાવના જન્મ લે અને તે પાર્થિવ વસ્તુઓ મારફતે પ્રગટ થવા મથે ત્યારે જ કળા સંભવે છે. મનુષ્ય-કલ્પનાની પ્રસૂતિ-વેદનામાંથી જ કળાનો સંભવ છે.

  

કળાની દૃષ્ટિ જેની પાસે નથી એ દુનિયાનું રહસ્ય શું સમજવાનો હતો? એના વ્યવહારમાં શો ભલીવાર આવવાનો હતો?

જી. આ. ૩૧૫

# કળા અને અશ્લીલતા

નગ્નતામાં અશ્લીલતા હોય જ છે એમ નથી. ફૂલો નગ્ન હોય છે; પશુપક્ષીઓ નગ્ન હોય છે; નાનાં નાનાં બાળકો પણ નગ્ન દશામાં નિર્વ્યાજ મનોહર હાસ્ય સાથે કૂદંકૂદા કરે છે. એમાંનું કશું અશ્લીલ જેવું લાગતું નથી.

કુદરતનો કોઈ પણ સ્વાભાવિક વ્યાપાર સ્વતઃ અશ્લીલ નથી. વૈદકની ચોપડીમાં કે કાયદાની ચોપડીઓમાં એવી કેટલીયે વસ્તુઓ નોંધેલી હોય છે કે જે શિષ્ટ સમાજમાં આપણે રજૂ કરી નથી શકતા. યોગ્ય ઠેકાણે તે અશ્લીલ નથી ગણાતી. સરકાર સામે ઉશ્કેરનારો લેખ રાજદ્રોહી ગણાય છે. અને તે લખી પ્રસિદ્ધ કરવા માટે લેખક તથા પ્રકાશકને સજા થાય છે. પણ એ જ લેખ કોર્ટના રિપોર્ટ તરીકે જ્યારે છપાય છે ત્યારે સામાન્યપણે તેમ કરવામાં રાજદ્રોહનો ગુનો નથી થતો, એના જેવું કંઈક અહીં છે. ધર્મગ્રંથોમાં અને મહાભારત જેવા ધાર્મિક કાવ્યોમાં કોક કોક વાર એવી વસ્તુઓ વર્ણવેલી હોય છે કે જે સામાન્યપણે આપણે અશ્લીલ જ ગણીએ. પણ પવિત્ર, ઉદાત્ત અને ભવ્ય પ્રસંગે અથવા સ્થાને અશ્લીલ વસ્તુઓ પણ અશ્લીલ નથી ગણાતી. ચિકિત્સાના મેજ પર ડૉક્ટર આગળ ગમે તે માણસ—પુરુષ કે સ્ત્રી—વિવસ્ત્ર દશામાં લાંબા થઈ શકે છે પણ સામાન્ય વ્યવહારમાં તેવું કોઈ કરી ન શકે.

અશ્લીલતા એ આખરે હેતુ, પરિસ્થિતિ અને અસર ઉપર આધાર રાખે છે. જી. આ. ૨૨૦

  

સાચું જોતાં સંગીત એ ગરીબોનો જન્મસિદ્ધ હક્ક છે. શાસ્ત્રીય સંગીત ઘડાયું એના પહેલાં લોકસંગીતનો ઉગમ છે, અને તે ભોળી પ્રજામાંથી જ થયો છે....

લોકસંગીત એ શુદ્ધ સોનું છે. તેને ટીપીટીપીને અને ઓપ ચડાવીને આચાર્યોએ શાસ્ત્રીય સંગીતનાં ઘરેણાં બનાવ્યાં છે.

જી. આ. ૨૫૯

# નગ્નતા અને કળા

છેલ્લા દાયકામાં આ સવાલ બહુ ચર્ચાયો—કળામાં નગ્નતાનું દર્શન કરાવાય કે નહીં? પણ તે વખતે પણ આ સવાલ કોરો નહોતો. જૂના વખતમાં આપણા શાક્ત તાંત્રિકોએ નગ્નતાની ઉપાસના ઓછી નથી કરી. અને એનાં ફળ પણ આપણે જોઈ લીધાં છે. આપણી ભાષામાં નિંદાના અર્થમાં વપરાતો "છાકટો" શબ્દ "શાક્ત" ઉપરથી આવ્યો છે. આ વાત જ આ સવાલ માટે પૂરતો જવાબ છે. તેવી દાનત અને આવડત હોય તો નગ્નતામાં પણ પૂર્ણ પાવિત્ર્ય બતાવી શકાય. દક્ષિણમાં ભદ્રબાહુ બાહુબળી ગોમટેશ્વરની નાગી મૂર્તિઓ છે. એટલી મોટી કે માઈલો સુધી લોકો એમને જોઈ શકે છે. પણ એમના મોઢા ઉપર મૂર્તિકારોએ એવો તો ઉપશમ બતાવ્યો છે કે એ પવિત્ર નગ્નતા જોનારને દીક્ષારૂપ જ બની જાય છે; પુરુષનું શરીર હો કે સ્ત્રીનું, પશુનું હો કે પક્ષીનું એમાં બીભત્સતા છે જ નહીં. અશ્લીલતા શરીર ઉપર નથી પણ મનના ભાવમાં છે. પોતે દોરેલું દિગંબર ચિત્ર અશ્લીલ બનાવવું અથવા કલાપૂત બનાવવું એ ચિત્રકારના હાથમાં છે, મૂર્તિકારના હાથમાં છે. આજકાલ જ્યાં ત્યાં વિકારોનું ઉદ્દીપન કરી સમાજ પાસેથી પૈસા કઢાવવાનો પ્રયત્ન ચાલે છે ત્યાં આ વાત ન સમજાય. સાહિત્યમાં શું અને કળામાં શું, લોકોની ચિત્રવૃત્તિ કામુક અને વિલાસપ્રવણ બનાવવાનો પ્રયત્ન કરનાર "કળાધરો" અને જૂના વખતમાં યાકૂતી ખાઈ ખાઈ નિઃસત્વ બનેલા રાજાઓ અને નવાબોની વિષયવાસના ફરી જાગ્રત કરી આપનાર એમના આશ્રિતો વચ્ચે કાળનો ફેર હોય, પદ્ધતિનો હોય પણ જાતિનો ફેર નથી જ. સમાજને આવા વિટવર્ગની જરૂર હોય તો સમાજ ભલે એને રાખે પણ એને કળાધર ન ગણે.

જી. આ. ૩૦૫

ઉપાસના વિના કોઈપણ કળા અવગત કે હસ્તગત કરવાની આશા રાખવી વ્યર્થ છે. જી. આ. ૨૮૧

જે ચિત્ર જોતાં વેંત મનમાં ઉપભોગની, વિષયની કલ્પના આવે છે તે કળાકૃતિ નથી. જી. આ. ૨૮૪

# સિનેમાની અસર

મેં સાંભળ્યું છે કે કેટલીક ફિલ્મો બહુ સારી હોય છે; ઉત્તમમાં ઉત્તમ સાહિત્યકૃતિઓની ફિલ્મો એટલી તો આબાદ હોય છે કે સાહિત્યના અધ્યયન કરતાં આ ફિલ્મોનું દર્શન જ વધારે અસરકારી કેળવણી હોય છે. આજના કળાકારોની શક્તિ વિષે મને શંકા છે જ નહીં. જે શુદ્ધ સાત્વિક કળા ખીલવે છે, એમની જ શક્તિની વાત હું નથી કરતો. પણ જમાનાનો રંગ નક્કી કરનાર અને સમાજ-હિત વિષે બેદરકાર રહેનાર કળાકારોની પણ શક્તિ આંજી નાંખે એવી છે, એ મેં અનુભવ્યું છે. આસુરી સંપત્તિનું સામર્થ્ય ઓછું હોય છે એમ તો ક્યાંય કહેલું છે જ નહીં. સિનેમા અને નાટકો જલદ વસ્તુઓ છે. એમની અસર ભારેમાં ભારે હોય જ. પણ જે સમાજને એનો પ્રયોગ અખંડ સેવન કરવો પડે છે તે સમાજ વિષે કંઈ ચિંતા થવી સ્વાભાવિક છે. મુંબઈમાં ગ્રામોફોનો અખંડ ગાયા કરે છે. એની બધી જ થાળીઓ (પ્લેટો) ખરાબ હોય છે એમ પણ નથી. પણ આ સંગીતની રેલથી પ્રજા સંસ્કારી થઈ છે, એમનાં હૃદય ઉન્નત થયાં છે, એમ તો જોવામાં નથી આવતું. આધુનિક સુધારાને લહેરથી નિહાળતો આલ્ડસ હક્સ્લે પણ ભાર દઈને કહે છે કે કળા અને વિલાસિતાના અતિરેકથી નુકસાન જ છે. ખરેખર, જીવનની સમૃદ્ધિ નિર્મળ ગૃહસ્થાશ્રમ જેટલી સાદાઈમાં જ છે એ જ્યાં સુધી આપણે સ્વીકાર્યું નથી ત્યાં સુધી કળા મારફતે સમાજની ઉન્નતિ થવાની નથી.

હું કબૂલ કરું છું કે નાટક સિનેમામાં જીવનનાં રસિક કે આકર્ષક પ્રસંગો અમુક હદ સુધી ભડક રંગમાં ચીતરવા અપરિહાર્ય હોય છે. પણ એ હદ વટાવી જ્યારે અતિરેક કરાય છે ત્યારે કળા મારી જાય છે, અને લોકોની ચિત્તવૃત્તિ ક્ષુબ્ધને ક્ષુબ્ધ જ રહે છે.

સારી કળાના સેવનથી તો લલિત ભાવ વધવો જોઈએ અને એમાંથી સ્થાયી સમાધાન પરિણમવું જોઈએ. જી. આ. ૩૩૨

  

ભાષા દ્વારા માણસ ઢાંકપિછોડો કરી શકે છે. કળા મારફત તેવું થઈ શકતું નથી. અને તેથી જ કળાને હું મનુષ્યના ચારિત્ર્ય જેટલી જ પવિત્ર માનું છું. જી. આ: ૨૫૧

આધ્યાત્મિક અનાસક્તિયોગમાં પણ જીવન સાથે છૂટાછેડા કરીને કેળવેલી કે જાળવેલી અનાસક્તિ એ અનાસક્તિ જ નથી, એ જીવનનો સંકોચ છે. એ જડતા પણ હોઈ શકે છે. ઘોરમાં સૂતું મડદું અને એને સુરક્ષિત ઢાંકી રાખનાર કબરના પથરા બંનેમાં તાટસ્થ્ય પૂરતું અને સરખું હોય છે, પણ એને કોઈ અધ્યાત્મ કે મુક્તાવસ્થા કહેતું નથી. જ્ઞાન, ભક્તિ અને સેવા મારફતે જ્યારે તાદાત્મ્ય કેળવાય છે અને પૂરેપૂરું તાટસ્થ્ય પણ જળવાય છે, ત્યારે જ નિર્વાણ-પરમા શાંતિ અપાવનાર અનાસક્તિ સંભવે છે. જી. આ. ૩૦૮

લોહી અને પરસેવામાં રંગ સિવાય કશો ભેદ નથી. જેમ દૂધ અને ઘી એ રક્તમાંસનો નિચોડ છે તેમ પરસેવો પણ માણસના લોહીનો જ દ્રવ છે. કોઈના ઉપર જબરદસ્તી કરી તેની સેવા લેવી, તેનો પરસેવો વહેવડાવવો એ તેનો વધ કર્યા સમાન છે. ફક્ત આ વધ સુધરેલો, સૂક્ષ્મ અને ધીમે ધીમે અસર કરનાર હોય છે.

પારકાનું લોહી વહેવડાવવું એના જેટલું મોટું પાપ નથી, તેમ જ સ્વેચ્છાપૂર્વક અને જ્ઞાનપૂર્વક પોતાના લોહીનું બલિદાન કરવું એના જેવું પ્રાયશ્ચિત નથી. કા. લે. ૩૩૫

# વિશ્વ-આત્મ-ઐક્ય-ભાવ

'પરમેશ્વર એક જ છે, અનેક દેશોના ડાહ્યા લોકો એને અનેક રીતે વર્ણવે છે;' એમ એક મોટી શોધ વેદકાળના ઋષિઓએ કરી. પરમાત્મા તો એક જ છે, એક જ હોઈ શકે; નહિ તો એ પરમ શાનો? પણ એથીયે આગળ જઈને જ્યારે આપણે જાણીએ છીએ કે આખી દુનિયાનું માનસ પણ એક જ છે અને હૃદય પણ એક જ છે ત્યારે આપણી જીવનદૃષ્ટિ જ પલટાઈ જાય છે. દેશદેશાન્તરમાં ગમે તેવા ધર્મ પળાતા હોય, ત્યાંના રિવાજો ગમે તેવા ભિન્ન ભિન્ન હોય, કેળવણીની બાબતમાં અમુક લોકો આગળ વધ્યા હોય કે નહિ, બધે હૃદય તો એક જ હોય છે. અનુભવથી જ એ વસ્તુ સિદ્ધ થઈ જાય છે. અને બધે હૃદય એક જ છે એ જાણ્યા પછી જે વિશ્વાસ પેદા થાય છે અને હૃદય વિશાળ થાય છે તે લાભ તો કંઈ ઓર જ. પોતાના જેવી લાગણી બીજાને પણ થાય છે એ જાણ્યાનો આનંદ કોણે નથી અનુભવ્યો? જી. ભા. ૨૮૫

# આવતી કાલ

ભૂતકાળ જાણવો એ જરૂરનું છે કેમકે ભૂતકાળમાં આપણી મૂડી સમાયેલી છે. ભૂતકાળ પાસેથી આપણને પ્રેરણા મળે છે. પણ ભૂતકાળ વાગોળ્યે દહાડો નથી વળવાનો. કસ કાઢી લીધા પછી ભૂતકાળને આદરપૂર્વક દફનાવતાં આપણને આવડવું જોઈએ. વર્તમાનકાળને ઓળખવો એ અપરિહાર્ય છે, કેમકે આપણી હસ્તી જ વર્તમાનકાળમાં છે. પણ આપણા પુરુષાર્થની દિશા નક્કી કરવા સારુ આપણે આવતી કાલનું જ દર્શન કરવું ઘટે છે. આવતી કાલનું દર્શન ન કરી શકીએ તો આપણું આખું જીવન અર્થશૂન્ય થઈ પડવાનું. જો આપણે આવતીકાલને આવકાર ન આપીએ તો મૂંઝવણ, અવ્યવસ્થા અને પરાધીનતા એ ત્રણે વસ્તુ આપણને વળગેલી જ છે. નવજીવનમાંથી

મહાત્મા થવું જેટલું અઘરું છે તેટલું જ નિર્ભેળ દુરાત્મા થવું અશક્ય છે. જી. આ. ૩૦૩

## નીતિના નિયમો

નીતિ અને અનીતિ એ એના આપણે બે મુખ્ય વિભાગ કરી શકીએ છીએ. સત્યનું પાલન કરવું, હિંસા ન કરવી દગો ન દેવો, વિગેરે નિયમો સ્વતઃસિદ્ધ સ્વયંભૂ છે; એ સનાતન નીતિ છે.

જ્યારે બીજી નીતિ મનુષ્યના સંકેતમાંથી ઉત્પન્ન થયેલી હોય છે. દાખલા તરીકે દરેક સમાજ પોતાની વ્યવસ્થા જાળવવા માટે કેટલાક નિયમો બનાવે છે, જેને વસ્તુતઃ નીતિ અનીતિ સાથે કાંઈ પણ સંબંધ હોતો નથી. પણ એકવાર નિયમ ઘડ્યા પછી એનું પાલન કરવું સદાચારનું એક આવશ્યક અંગ થઈ બેસે છે. રસ્તાઓ ઉપર જતી ગાડીઓ, ડાબી બાજુથી જાય અથવા જમણી બાજુથી જાય એમાં કાંઈ પાપ–પુણ્ય નથી. સમાજ પોતાની સ્વેચ્છાએ નિર્ણય કરી શકે છે કે વાહનો ડાબી બાજુએ જાય કે જમણી બાજુએ જાય. પણ એકવાર નિયમ કર્યા પછી એનું પાલન ન કરવું એ સામાજીક ગુનો થઈ જાય છે; અને તે કારણે ગુનેગારને સજા પણ કરી શકાય છે.

સર્વોદય, એપ્રિલ ૧૯૪૧

## જીવન વ્યાપાર

કોઈપણ વેપારી પોતાની મૂડીનું ક્ષણે ક્ષણે રૂપાંતર થતું જોઈ દુઃખ પામતો નથી. એ જાણે છે કે યથાકાળે મૂડીનું રૂપાંતર થવું એમાં જ તિજારત રહી છે. એને વિશ્વાસ હોય છે કે રૂપાંતરથી મૂડીનું સત્ત્વ ઘટતું નથી, ઊલટું વધે છે. જીવનનો વેપારી પણ એ જ શ્રદ્ધા સહેજે રાખી શકે છે. જીવન-વ્યાપારમાં આત્મા એ 'મૂડીનું સત્ત્વ' છે. એમાં વધવા ઘટવાપણું છે જ નહીં. કેવળ રૂપાંતરો ચાલ્યા કરશે. આપણને જીવનપરત્વે ચિંતા એટલી જ હોવી જોઈએ કે એ રૂપાંતરો ઇષ્ટ દિશામાં થાય; ઓછેવત્તે ઢંકાયેલો આત્મા પ્રગટ થાય; આત્મૌપમ્ય–વિશ્વાત્મઐક્યનો સાક્ષાત્કાર વધુ ને વધુ થતો જાય. એ રીતે રૂપાંતરો થયા કરે પછી કશી કાળજી રાખવાની જરૂર રહેતી નથી.

જી. પ્ર. ૬૦

## આધ્યાત્મિક પામરતા

આપણા સમાજની એક પામરતા જોઈ દુઃખ થયા વગર રહેતું નથી. સાધુસન્તોએ ઉપદેશેલા માર્ગ પ્રમાણે ચાલનાર ઓછા હોય છે, પણ તેવું કશું કર્યા વગર સાધુના ચરણનો કેવળ સ્પર્શ કરી તેનું દર્શન કરી, તેનો અવાજ કાનમાં ભરી લઈ, તેના પ્રસાદના બે ચાર ટુકડા ખાઈ જઈ, તેના નામનો જયઘોષ કરી 'પાવન' થઈ જવા માગનાર કૃપણ લોભીઓની સંખ્યા જ વધારે હોય છે. અનાયાસે કેટલું મળી શકે છે એ તરફ જ તેમની દૃષ્ટિ હોય છે.

શાક વેચનારી પાસેથી બે શીંગ વધારે કઢાવવાની વૃત્તિ અને આવી રીતે સહેજે મોક્ષ મેળવવાની વૃત્તિમાં કશો ફેર નથી.

કા. લે. ૨૧

  

## કાળની ગતિ

ઘડિયાળ જોતાં આપણને હંમેશ થાય છે કે તમામ મિનિટોની લંબાઈ સરખી જ હોય છે. પણ જીવનની દૃષ્ટિએ એમ નથી. કેટલાક કલાકો જોતજોતામાં જાય છે, જ્યારે કોક કોક વાર પાંચ મિનિટનો ગાળો પણ એક કલાક જેટલો લાંબો અને કંટાળા ભરેલો લાગે છે. મુંબઈમાં એકવાર મંગેશરાવ તેલંગને ત્યાં એમનું બીન સાંભળવા ગયો હતો. પાંચેક મિનિટ તલ્લીન થઈને બીન સાંભળ્યું હશે એટલામાં ઘડિયાળનો એક કલાક પૂરો થઈ પણ ગયો! એથી ઊલટું જ્યારે પાણીમાં ડૂબકી મારીએ છીએ ત્યારે એક ક્ષણ કેટલી લાંબી હોય છે એનો ક્યાં આપણને અનુભવ નથી! શ્વાસ લીધા વગર પાણીની અંદર આપણે કેટલો વખત ગાળી શકીએ છીએ, એ તપાસવા આપણે એક, બે, ત્રણ, ચાર ગણીએ છીએ, ત્યારે એક એક ક્ષણ હાથપગ તાણીને પૂરતી લંબાય છે, ફેલાય છે અને ભારે થાય છે. અને જ્યારે સરકસમાં તાર પરનું કામ જોતા હોઈએ છીએ ત્યારે એ જ ક્ષણો કબૂતરની પેઠે ઊડતી જાય છે.

કાળની ગતિ સરખી છે જ નહીં.

ર. આ. ૪૦

# સાધના વિચાર

જેના જીવનમાં જરા પણ ઉત્કટતા છે તે કોઈને કોઈ એક ક્ષેત્રમાં હમેશા જાગૃત રહે જ છે. કોઈ પ્રેમી યુવક કોઈ યુવતી ઉપર પ્રેમ કરે છે. એની પ્રાપ્તિને માટે એનું જ અખંડ ધ્યાન કરે છે. જાગૃત રહીને સતત પ્રયત્નશીલ રહે છે. પણ આવી જાગૃતિ એને અન્ય વસ્તુઓ માટે આંધળો બનાવી દે છે.

વેપારી જ્યારે વેપાર કરે છે ત્યારે તે નફાનું જ અખંડ ધ્યાન કરે છે. નફા પ્રત્યે જાગૃત રહીને જીવનની કેટલીયે મહત્ત્વની બાજુ તરફ એ ઉદાસીન બને છે અને એ રીતે તે પોતાનું જીવન ક્ષીણ કરે છે.

જે જ્ઞાનોપાસક છે તે ક્ષણે ક્ષણે જ્ઞાનપ્રાપ્તિ માટે પ્રયત્નવાન રહે છે. જ્ઞાનપ્રાપ્તિ માટે એનો પ્રયોગ અખંડ ચાલ્યા કરે છે. આ જ્ઞાનાનંદ પાછળ પ્રેમ, સેવા આદિ જીવનના કેટલાંયે પાસાં તરફ એ ઉદાસીન રહે છે.

જે મનુષ્ય ન્યાયપ્રિય છે, એ ન્યાયને માટે અખંડ જાગૃત રહે છે, અને ન્યાય પાલન માટે બીજી કેટલીયે વસ્તુઓનું બલિદાન દેવા માટે તૈયાર રહે છે.

યશ અને કીર્તિની પાછળ પડેલો માણસ પણ એવો જ એકાંગી હોય છે.

જે વસ્તુમાં, જેટલી હદ સુધી મનુષ્ય જાગરૂક રહે છે, એકાગ્ર અને પ્રયત્નવાન રહે છે એટલું જ એનું જીવન છે. ઘેરી ઉત્કટતા એ જ જીવન છે.

હવે સાચી જીવન સાધના એ છે જેમાં મનુષ્ય પોતાના અધિકાર અનુસાર જીવનનાં બધાં પાસાંઓ પર યથા પ્રમાણ ધ્યાન આપે છે. સર્વાંગીણ વિકાસને માટે જાગરૂક, ઉત્કટ અને પ્રયત્નવાન રહે છે.

એકાંગિતા મનુષ્યનો સ્વભાવ છે. એકાંગી પ્રગતિ એ સહેલાઈથી કરી શકે છે. પણ માણસનો સ્વભાવ એનું અંતિમ રૂપ નથી. સ્વભાવથી ઊંચા ઊઠીને સર્વાંગીણ વિકાસ કરવો અને પોતાના નક્કી કરેલા ધ્યેય સુધી પહોંચવાનું છે. આને માટે ભગવાનની સહાયતાની આવશ્યકતા છે. પોતાના સ્વભાવથી જ્યાં સુધી માણસ બંધાયેલો છે

ત્યાં સુધી એ મર્યાદિત પ્રગતિ કરી શકે છે. સંકુચિતતા, એકાંગિતા, મર્યાદિતતા આદિ ઓળંગવા માટે એને ભગવાનની શક્તિનો આશ્રય લેવો પડે છે. એકલો ભગવાન જ સર્વાંગી છે. એટલા માટે જ એને સર્વેશ્વર કહે છે.

પ્રયત્નશીલતા એક અંગ છે ઉપાસનાનું અથવા પ્રાર્થનાનું. શક્તિનો સંચય કરવાનું સામર્થ્ય જેટલું પ્રાર્થનામાં છે, તેટલું બીજી કોઈ ચીજમાં નથી. શરૂઆતમાં પ્રાર્થના ઉત્કટ નહીં હોવાને કારણે એનું સામર્થ્ય અનુભવમાં નથી આવતું. કેવળ સમુદાયને લીધે મનુષ્ય નિયમિત પ્રાર્થના કરે છે. પરંતુ જ્યારે પ્રાર્થના સાચી બને છે ત્યારે એ વ્યક્તિગત પ્રાર્થનાનું જ રૂપ ધારણ કરે છે. વ્યક્તિગત પ્રાર્થના બુલંદ હોવાથી એનો લાભ સામુદાયિક પાર્થનાનો મળે છે.

થોડા કેટલાક એવા મહાનુભાવ મહાત્માઓ થાય છે કે જેમને માટે વ્યક્તિગત જીવન અને સામુદાયિક જીવન એવો કોઈપણ ભેદ અથવા દ્વૈત નથી રહેતા. તેઓ એકાન્તમાં બેઠા હોય તો પણ બધાંનો એક સાથે વિચાર કરે છે. બધાં જીવોનો જીવનનાં બધાં પાસાંઓ પર એક સાથે એકાગ્ર થવું એ જ એમની સાધના હોય છે. સામાન્ય જીવોને માટે વ્યક્તિગત પ્રાર્થનાનો ઉત્કટતાથી પ્રારંભ થાય છે. બધાં પાસાંઓનો એક સાથે વિચાર કરતાં એ ભગવાનના સ્વરૂપનું આકલન કરી શકે છે. અને ભગવાન માટે જ સમસ્ત જીવોની સાથે પોતાનું ઐક્ય કરી શકે છે.

'મંગલ પ્રભાત', ઑક્ટોબર ૧૯૫૦

## રામરાજ્ય

ખરી વાત એ છે કે આખી પ્રજા જ્યારે ખરેખર સંસ્કારી થશે ત્યારે કોઈ ગરીબ નહિ રહે. સાથે સાથે કોઈ તવંગર પણ નહિ રહે. એ સ્થિતિને જ આપણે રામરાજ્ય તરીકે ઓળખીએ છીએ. બધાં જ ઉદ્યોગી હશે એટલે કોઈને કોઈના ખભા ઉપર સવાર થવાની જરૂર નહિ રહે. પોતાને પગે ચાલવા જેટલી શક્તિ દરેકના પગમાં હશે અને બીજાને પાલખીમાં બેસાડી એ પાલખી ઊંચકવાની જરૂર કોઈને જ નહિ રહે.

જી. વિ. ૧૧૪

# નીતિ અને સદાચાર

નીતિ એટલે સદાચાર. નીતિનું શિક્ષણ જુદું અને એની મીમાંસા જુદી. નીતિનું શિક્ષણ મોટે ભાગે રહેણીકરણીના આગ્રહ દ્વારા, સત્પુરુષના સહવાસ દ્વારા, શિષ્ટાચારના પાલન દ્વારા, ધર્મશાસ્ત્રની આજ્ઞા દ્વારા અને સંતવાણીના સેવન દ્વારા અપાય છે. મોટેરાંઓ આમ કરે છે માટે કરો, સમાજને પસંદ છે માટે કરો, ધર્મશાસ્ત્રમાં લખ્યું છે માટે કરો, ભગવાનને પ્રિય છે માટે કરો, મરી ગયા પછી ઉત્તમ ગતિ મળશે માટે કરો, દીન અને દુખિયાં લોકોના આશીર્વાદ મળશે માટે કરો, કુળની પ્રતિષ્ઠા છે, પિતરોની આણ છે માટે કરો, એ રીતે નીતિશાસ્ત્ર કે સદાચારનો ઉપદેશ થાય છે. આમ જેવાં કારણો 'કરવા' માટે અપાય છે એવા જ 'ન કરવા' માટે પણ અપાય છે. વિધિ અને નિષેધના રૂપમાં જ સદાચારનો પ્રચાર થાય છે. નીતિશાસ્ત્રની મીમાંસા જુદી જ રીતે પ્રવૃત્ત થાય છે. નીતિના શિક્ષકો બિલકુલ નથી પસંદ કરતા કે સદાચારના નિયમો સામે કે રિવાજો સામે 'કેમ' એવો કોઈ પ્રશ્ન પૂછે. કોઈ છોકરી માતાને પૂછે કે મારે સ્વચ્છંદથી કેમ ન વર્તવું? તો એ કેવળ સ્વાભાવિક અને યોગ્ય ધર્મજિજ્ઞાસા છે એમ માતા તો નહિ જ માને. આવો સવાલ પુછાય જ કેમ? આવો સવાલ પૂછવાની ધૃષ્ટતા જે છોકરી કરી શકે છે તે બગડવાની તૈયારીમાં જ છે એમ જ એ માની લેશે અને ચિંતા અને દુઃખથી બળી જશે. ઘરના મહેમાનોને ખાતર હું અગવડ શા માટે વેઠું એવો સવાલ ઘરનો છોકરો જો પિતાને પૂછે તો પિતા પોતાના દીકરાને સમાજરચનાશાસ્ત્રનો પાઠ આપવાની એક સુંદર તક મળી છે એમ સમજી દીકરાને આતિથ્યસંસ્થાનું રહસ્ય સમજાવવાને બદલે તારી ખાનદાની ક્યાં ગઈ કે આવો સવાલ પૂછે છે? એમ કહી દીકરાની ઝાટકણી જ કાઢશે. મોટા મોટા પંડિતો પણ માને છે કે સદાચારની શક્તિ—જેને આપણે સત્વ કે સત કહીએ છીએ તે—તાર્કિક મીમાંસાથી વધતી નથી. એ તો ભાવનાની ઉત્કટતાને જોરે જ ટકી શકે છે. માટે સદાચારની મીમાંસા જેટલી ઓછી કરીએ તેટલી સારી. જેમ ઈંડું ભાંગવાથી અંદરના જીવનો નાશ થાય છે તેમ જ લજ્જા, શરમ, વ્રીડા કે સંકોચ રૂપી કવચ દૂર કરવાથી—અને એ કવચ દૂર

કર્યા વગર નીતિશાસ્ત્રની મીમાંસા સંભવતી જ નથી,—સદાચારનો પ્રાણ નીકળી જાય છે. પછી એ મીમાંસાને પરિણામે આધિભૌતિક સુખવાદ પ્રસ્થાપિત કરો અથવા આધ્યાત્મિક આત્મૌપમ્ય અને આત્મૈક્ય પ્રસ્થાપિત કરો. નાગી મીમાંસા આવી કે ભાવના શિથિલ થઈ જ સમજવી.

જી. ભા. ૩૯૨

## ઉપવાસ

ઉપવાસ એક સાધના છે. જેમ નહાવાથી પવિત્ર થયાનો અનુભવ થાય છે અને મૌન ધારણ કરવાથી આધ્યાત્મિક વાતાવરણ પેદા થાય છે તેમ આપણે ઉપવાસથી અન્તર્મુખ થઈએ છીએ. અને સાત્વિકવૃત્તિનો વિકાસ પણ કરી શકીએ છીએ. જમવાની સાથે શરીરમાં એક જાતની જડતા આવે છે. એને ટાળી દઈ શરીરનો બોજો હલકો કરવાથી ધ્યાન અથવા ઉપાસના માટે અનુકૂળ પરિસ્થિતિ ઉત્પન્ન થાય છે. ઉપનયન, ઉપનિષદ્, ઉપવાસ અને ઉપાસના આ ચારે શબ્દો એક જ છે. જેવી રીતે બ્રહ્મચર્યનો મૂળ અર્થ વીર્યરક્ષા નથી તેમ ઉપવાસનો અર્થ પણ અનશન નથી. બ્રહ્મચર્યનો અર્થ છે ઈશ્વર પ્રાપ્તિ માટે વેદશાસ્ત્રના અધ્યયનમાં તન્મય થઈ જવું. અને એને માટે અનુકૂળ જીવનક્રમ ધારણ કરવો. અને કેમ કે આ કામ વીર્યરક્ષાથી જ થઈ શકે છે, વીર્યરક્ષાને જ ખાસ કરીને બ્રહ્મચર્યનું નામ આપવામાં આવ્યું. ઉપવાસમાં પણ આ જ ભાવ છે. ઉપવાસ એટલે પરમાત્માની પાસે રહેવું એના સાન્નિધ્યનો અનુભવ કરવો. જે માણસ ઇંદ્રિયોની તૃપ્તિ કરવા પાછળ રચ્યોપચ્યો રહે છે તે ઈશ્વરનું નામ લેતાં છતાં ઈશ્વરના સાન્નિધ્યનો અનુભવ કરી શકતો નથી. આહારમાત્રનો ત્યાગ કરીને અથવા શરીરનું સમતોલપણું જાળવવા માટે અલ્પમાત્રાથી સાત્વિક આહાર કરીને પરમાત્માનું સ્મરણ કરવું, એની ભક્તિ કરવી અને એની નિકટતાનો અનુભવ કરવો—એનું નામ જ ઉપવાસ. આ જ ઉપાસના છે ઉપાસકને માટે આહાર ઓછો કરવા સિવાય બીજો માર્ગ જ નથી. તેથી ધાર્મિક સાધનને માટે કરેલા આવા ત્યાગને—અન્નત્યાગને ઉપવાસ કહેવા લાગ્યા.

મંગળ પ્રભાત, ઑક્ટોબર ૧૯૫૫

# તહેવારોનું મહત્ત્વ

વરુની પેઠે ખાવું, બિલાડીની પેઠે બગાસાં ખાવાં, અને અજગરની પેઠે પડ્યા રહેવું એ જ કોકકોક ઠેકાણે તહેવારનું મુખ્ય લક્ષણ થઈ પડ્યું છે. એક તહેવાર એટલે ત્રણ દિવસનો બગાડ એટલું તો ખરું જ. આવી હાલતમાંથી તહેવારોને બચાવવા એ આપણું મુખ્ય કામ છે.

તહેવારો જ કાઢી નાખીએ તો કેમ? એનો પણ વિચાર કરી જોયો. રોજની આવશ્યક અને સ્ફૂર્તિદાયક પ્રવૃત્તિ શિથિલ કરવી; પોતાની સ્થિતિને હમેશ ન પોસાય એવાં કપડાં પહેરવાં; જાતજાતનાં મિષ્ટાનો બનાવી ઇંદ્રિયોને લોલુપતાની લત લગાડવી અને પાનાં, શેતરંજ, સોગઠાં વગેરે નિરર્થક બેહૂદું રમતોમાં વખત બગાડવામાં એકબીજાને ઉત્તેજન આપવું એટલો જ જો તહેવારનો અર્થ થતો હોય તો તહેવારો કાઢી જ નાખવા એ યોગ્ય છે.

અમારી કલ્પના પ્રમાણે તહેવારો અને ઉત્સવોને જીવનમાં વિશિષ્ટ અને મહત્ત્વનું સ્થાન છે. તહેવારોદ્વારા જ આપણે સંસ્કૃતિના કેટલાક અંગો સારી રીતે જાળવી અને ખીલવી શકીએ છીએ. વિશિષ્ઠ પ્રસંગો અને તેમનું મહત્ત્વ સ્મરણમાં રાખી શકીએ છીએ. ઋતુના ફેરફાર પ્રમાણે જીવનમાં અમુક ફેરફાર યથાકાળે શરૂ કરી શકીએ છીએ. અને સામાજીક જીવનમાં પરસ્પર સહકાર સાથે એકતા આણી શકીએ છીએ.

તહેવાર એ ગમે તેમ વખત વેડફી નાખવાનો કે આરામ લેવાનો રજાનો દિવસ નથી. તહેવાર અને ઉત્સવ એ કેળવણીનું નૈમિત્તિક અને કીમતી અંગ છે.

માનવજીવન માટે તહેવારો હોઈ માનવજીવન સાથે તેમનામાં પરિવર્તન થવું જોઈએ.

જીવતા તહેવારો':- પ્રસ્તાવનામાંથી

  

સર્વોચ્ચ આનંદનો જેણે સ્વાદ ચાખ્યો, એને માટે સદાચાર સ્વાભાવિક અથવા સહજ થઈ જાય છે.

જી. આ. ૩૧૯

## ઝેર કે સોનું?

સોનું એ શી ચીજ છે?

એ કાંઈ અનાજ નથી કે ખાઈને પેટ ભરાય; એ કંઈ ફૂલ નથી કે સૂંઘીને મન પ્રસન્ન થાય; એ કંઈ ફળ નથી કે એના રસથી ધરાઈએ; એ કંઈ ઊન કે રેશમ નથી કે એના કપડાં બનાવી શરીરનું રક્ષણ કરીએ; એ કાંઈ લાકડું કે લોઢું નથી કે એમાંથી નિત્યના વ્યવહારની અનેક વસ્તુઓ તૈયાર કરી લઈએ; અરે! એ તમાકુ કે અફીણ પણ નથી કે જેનાં કેફમાં દુનિયાનું દુઃખ ભૂલી જઈએ. એ ઝેર પણ નથી કે જેને ખાઈને એક ભવમાંથી તો મુક્ત થઈ જઈએ.

છતાં એ ઝેર નથી એમ કેમ કહેવાય? માણસના વ્યવહારમાં દાખલ થઈ એ પરસ્પરવિશ્વાસ, પ્રેમ અને આદર નષ્ટ કરે છે. માણસની ધર્મબુદ્ધિનો એ નાશ કરે છે. પવિત્રમાં પવિત્ર સંબંધ પણ એક ક્ષણમાં એ તોડે છે.

અને એ નશાની ચીજ નથી, એમ પણ કેમ કહેવાય? એ પેટમાં નથી જતી એટલા માટે? એનો નશો તો માણસનું આખું જીવન બગાડી દે છે. મોટાં મોટાં રાષ્ટ્રોને એ સ્વાતંત્ર્ય-નાશક તેમ જ અન્યાય મૂલક પ્રવૃત્તિમાં ઉતારે છે.

સોનું એ મોટામાં મોટો અનર્થ છે. ર. આ. ૪૨

  

## દાન એટલે શું?

ગમે તેટલો પ્રયત્ન કરીએ તોયે સમાજમાં સંપત્તિની અમુક અસમાનતા રહી જ જવાની, અને એ અસમાનતા કાનૂનથી, નિયમથી કે વ્યવસ્થાથી દૂર કરવી પણ મુશ્કેલ છે, અને સાંખી લેવી પણ ન પોસાય. એવી અસમાનતા દૂર કરવા માટે ધનવાન વ્યક્તિએ જાતે જ સ્વેચ્છાએ પ્રયત્ન કરવો જોઈએ. જેની પાસે છે એણે, જેની પાસે નથી એવાને સ્વેચ્છાએ આપવું જોઈએ, અને એ રીતે અન્યાય અને ભેદ બને તેટલા મટાડવાં જોઈએ, આનું નામ તે દાન.

જી. પ્ર. ૩૭

## આત્મ-શક્તિ પાછી મેળવવા માટે

આત્માની શક્તિ તો અપાર છે, પણ એનો અનુભવ થાય ત્યારે ખરો. અનુભવ વગરનો એકરાર એ મિથ્યાચાર છે, કેફ છે. એ માણસને સાધનામાંથી ભ્રષ્ટ કરે છે. આત્માનું સંપૂર્ણ રૂપમાં દર્શન ન થાય ત્યાં સુધી માણસને એ વાતનું ભાન રહેવું જોઈએ કે પોતે નિર્બળ છે, પતિત છે. અને તેથી તેણે એ જ પરમ આત્માનું ઉપાસ્ય તરીકે ધ્યાન ધરવું ઘટે છે. આપણે અસલમાં શુદ્ધ બુદ્ધ નિત્ય-મુક્ત હતા, સર્વસમર્થ હતા, એમાંથી ભ્રષ્ટ થયા અને વાસનામાં સપડાયા. હતું એ સાચવતાં ન આવડ્યું, તો ગુમાવેલું શા જોરે પાછું મેળવી શકીએ ? એ આપણી શક્તિ નથી. પરમાત્માની કૃપા થાય તો જ આપણો ગત વૈભવ આપણને પાછો મળી શકે એમ છે. એ ભાવનાથી એ અંતર્યામીની ઉપાસના કરવી ઘટે છે.

જી. વિ. ૩૫૧

## સંવિભાગનું શાસ્ત્ર

જે કંઈ મેળવો તે બધા સાથે ભાગ પડાવીને, વહેંચીને ભોગવો એ ધર્મની ખાસ આજ્ઞા છે संविभागश्च सर्वशः એ ધાર્મિક જીવનનું અગત્યનું લક્ષણ છે. નાનો મોટો જે કંઈ પુરુષાર્થ આપણે કરીએ છીએ તેમાં આખી સૃષ્ટિનો સહયોગ છે. બધાના પુરુષાર્થ વગર કશું ફળ પેદા થાય જ નહીં. મહેનતમાં જો શ્રમ-વિભાગ છે તો ફળમાં પણ સંવિભાગ હોવો જ જોઈએ. એ સામાજીક ન્યાય આજની દુનિયામાં ભલે અમલમાં ન આવતો હોય છતાં એ સ્વીકારાયેલો તો છે જ. આ છેલ્લાં પચાસ વરસમાં આખી દુનિયા અને ખાસ કરીને પશ્ચિમની દુનિયા જો વિશેષ મથતી હોય તો તે સંવિભાગનું કંઈક ધર્મ્યશાસ્ત્ર પેદા કરવા માટે, સંપત્તિની વહેંચણી ન્યાયસર કરવા માટે. એમાંથી જ ભિન્ન ભિન્ન યોજનાવાળો સમાજ સત્તાવાદ જાગ્યો છે.

જી. પ્ર. ૪૬

એવો કોઈ પણ સમાજ નથી, એવો કોઈ પણ જમાનો નથી કે જેના ઉપર આત્મત્યાગની અસર ન થઈ શકે. જી. વિ. ૨૦૮

## સુખદુઃખ અને કર્મ

ગીતામાં જ્ઞાન, ભક્તિ, કર્મ આદિ અનેક વિષયોની ચર્ચા આવી છે, એમાં મુખ્ય વાત એ છે કે કર્મનું કૌશલ્ય મેળવવા માટે માણસે ચિત્તનું સમત્વ કેળવવું જોઈએ. સામાન્ય માણસો અથવા લગભગ બધા જ માણસો કર્મની કસોટી સુખદુઃખથી કરે છે: જે કર્મથી સુખ મળે તે કરવા તરફ માણસ પ્રેરાય છે, અને જેનાથી દુઃખ જણાય છે તેનાથી ભાગે છે. એ ભૂલને લીધે માણસ દુનિયામાં બરાબર વર્તી શકતો નથી. એને ધર્મનું જ્ઞાન થતું નથી. માણસ જો એટલું સમજી જાય કે સુખથી કોઈ પણ કર્મનું સારાપણું સિદ્ધ થતું નથી, અને દુઃખથી નરસાપણું સિદ્ધ થતું નથી, તો સુખદુઃખની એના આચરણ પર કશી અસર થશે નહીં. પછી એને સહેજે ધર્મ સમજાશે અને સુખદુઃખના આઘાત છતાં એ વિચલિત થશે નહીં.

ગીતા કહે છે કે સુખદુઃખની નૈતિક દૃષ્ટિએ કશી કિંમત નથી.

આટલું જે નિશ્ચયપૂર્વક જાણે તે માણસને મૂંઝવણ ન રહે—વ્યથા ન રહે. એ બધાનું ભલું કરવામાં મશગૂલ રહેશે અને અખંડ શાંતિ મેળવશે.

જી. પ્ર. ૪

## યશ અને અપયશ

જેમ સુખ અને દુઃખ, જીવન અને મરણ માનવતાના વિકાસને અર્થે, જીવનસમૃદ્ધિ માટે સરખાં જ આવશ્યક છે, તે જ પ્રમાણે યશ અને અપયશ બન્ને આવશ્યક છે. જેમાં દુઃખ, મરણ અને અપયશ નથી એવું જીવન સંપૂર્ણ ન જ હોઈ શકે; એ અધૂરું અને અલૂણું જ કહેવાય. જેને દુઃખનો સાક્ષાત્કાર થયો નથી, મરણનો ભેટો થયો નથી અને અપયશનું વલોણું જેણે અનુભવ્યું નથી તેનું જીવન સંપૂર્ણ નથી. તેના ઉપર ઈશ્વરની કૃપા પૂરેપૂરી અવતરી નથી.

જી. પ્ર. ૪૧

## રાષ્ટ્રીય શ્રાદ્ધ

શ્રાદ્ધ એટલે કેવળ સ્મરણ નથી. શ્રાદ્ધ એટલે શ્રદ્ધા વડે પ્રેરણા માટે ભૂતકાળને જીવતો કરવાનો એક અપૂર્વ ઉપાય. શ્રાદ્ધ એટલે ઇતિહાસનું નર્યું અધ્યયન નથી. શ્રાદ્ધ એ અમૃત-સંજીવની છે. સ્મૃતિ ઘણીવાર દુઃખરૂપ હોય છે અને દુઃખની પેઠે તે અલ્પજીવી હોય છે. જેમ દુઃખનો અંત આવે છે તેમ સ્મૃતિ પણ ભૂંસાતી જાય છે. દુઃખ જેમ આપણને દુર્બળ કરે છે તેમ સ્મૃતિ આપણને કરુણાર્દ્ર કરી નાખે છે. ઇતિહાસની પણ એ જ દશા છે. ઇતિહાસ ચાલતો નથી, વધતો નથી. ઇતિહાસની સ્થિરતા જ એને મારક હોય છે. ઇતિહાસમાં જીવન હોતું નથી. ઇતિહાસ એ પૂતળું છે, છબી છે. નવવર્ષની બાળા જ્યારે પ્રસન્નતાથી હસે છે ત્યારે તેમાં કેટલું અપૂર્વ ચૈતન્ય, માધુર્ય, અને પાવિત્ર્ય હોય છે. પણ એ જ હાસ્યની છબી પાડો કે મૂર્તિ બનાવો અને જુઓ. એની સ્થિરતા જ બધું મારી નાંખે છે. ઇતિહાસનું પણ એમ જ છે. ઇતિહાસ એ સત્યનું પ્રેત છે. ઇતિહાસ પોતે જ મોત છે. ઇતિહાસ વ્યક્તિનું અને રાષ્ટ્રનું સ્વરૂપ સ્થિર કરી નિર્જીવ કરી નાંખે છે. ઇતિહાસના આ દોષો દૂર કરી એને સજીવન કરવાનો ઉપાય તે રાષ્ટ્રીય શ્રાદ્ધ.

કા. લે. ૫૨

## અપરિહાર્ય ઘટમાળ

મરણ પાછળ જનન, અને જનન પાછળ મરણ આવ્યા જ કરે છે એ જોઈને પણ જીવનની દૃષ્ટિએ કે સમાજની દૃષ્ટિએ મરણની બીક રાખવી અસ્થાને છે. ઘાસ સુકાયાનો કોઈ શોક કરતું નથી કેમકે ચોમાસું આવ્યે એ ફરી ઊગવાનું જ છે. મરણનું પણ એમ જ છે.

सस्यं अिव मर्त्यः पच्यते। सस्यं अिव आजायते पुनः॥

જી. પ્ર. ૫૯

આપણે ત્યાં ડૉક્ટરો, વૈદ્યો, ઇજનેરો, વકીલો વગેરે તે તે શાખાઓના વિશેષજ્ઞો પડેલા છે. પણ આખી સંસ્કૃતિના, આખા જીવનના જીવનશાસ્ત્રીઓનો લગભગ અભાવ છે. સંસ્કૃતિની ચર્ચા કરનારા અધ્યાપકો આપણને મળશે પણ સમાજને દોરનાર રાષ્ટ્રપિતાઓ અથવા ઋષિઓ સમાજમાં કેટલા છે?...

રાજા અને સરકાર વગર ચાલી શકે પણ જીવનઋષિ સમા સમાજધુરીણો વગર ન જ ચાલી શકે, એ જે દિવસે આપણે સમજીશું તે દિવસે આપણે સમાજધુરીણો પેદા કરવાના જ. મધમાખોની એક રાણી મરી જાય કે તેઓ તરત જ બીજી રાણી તૈયાર કરવા મંડી પડે છે.

જી. આ. ૩૨૬

જીવનમાંનો હરેક વહેવાર લોક-કલ્યાણકારી છે કે નહિ તે તપાસવાની જો ટેવ પડાય અને હરેક માણસનું જીવન નિષ્પાપ, અદ્રોહી અને સંતોષી કરવાનો પ્રયાસ કરાય તો જ જગત સુખી થઈ શકશે.

જી. વિ. ૨૧૫

## આજનું સામાજીક જીવન

આજકાલનો કોઈપણ માણસ લો તેને સ્વભાવિક રીતે જ ઊંડે ઊંડેથી એમ લાગતું હોય છે કે આપણે હવે કોઈ નવા જમાનાની, નવાયુગની, નવા જીવનક્રમની શરૂઆત કરીએ છીએ. ભારતવર્ષ એક છે એમ આપણે ભલે કહેતા આવ્યા હોઈએ, તેમ જ આપણી સાંસ્કૃતિક એકતા મુખ્ય બાબતોમાં સ્પષ્ટપણે ભલે દેખાતી હોય તોયે આપણે આજ લગી નાનીમોટી ટોળીઓમાં જ રહેતા આવ્યા છીએ એ ભૂલવું ન જોઈએ. વિવિધતામાં એકતા એ આપણી સંસ્કૃતિની ખાસિયત છે. પણ આપણે તો વિવિધતાને અનેકધા ફાલવા દીધી અને એકતા કેળવવાનું લગભગ ભૂલી જ ગયા. તેથી સમાજમાં બળ હોવા છતાં પરિણામે આપણે નબળા નીવડ્યા. આપણા બધાની રહેણીકરણી તથા વિચારસરણી પ્રધાનપણે એકસરખી હોવાં છતાં આપણે છિન્નભિન્ન થઈ ગયા.

मृत्योः स मृत्युम् आप्नोति य इह नानेव पश्यति ।

જી. ભા. ૭૭

## કૌટુમ્બિક જીવન

હું સૌથી નાનો એટલે ઘરમાં આવેલી ભાભીઓ સાથે મારે ખૂબ દોસ્તી અને સમભાવ. એમને પોતાના પતિથી કેમ ડરીને રહેવું પડતું હતું, સાસુ-સસરા આગળ તેઓ જુઠું કેમ બોલતાં હતાં, પિયર પ્રત્યેનું એમનું આકર્ષણ કેવું અને કેટલું રહેતું એ બધી બાજુઓ નિહાળવાની મને તક મળેલી. તેથી કૌટુમ્બિક જીવનના અનેક પ્રશ્નો મારી આગળ નાનપણથી જ સ્પષ્ટ થયા હતા. કૌટુમ્બિક જીવન એ એક જાતનું સ્વર્ગ છે અને બીજી રીતે અખંડ ચાલતી એક ટ્રૅજેડી છે, એ હું બહુ વહેલાં જોઈ શક્યો. સ્મ. યા. ૨૭૫

બને એટલી વધારેમાં વધારે સેવા કરવી અને ઓછામાં ઓછી સેવા લેવી એ આપણું મત હોવું જોઈએ. એને જ આધ્યાત્મિક જીવન કહે છે. જી. સં. ૬૮૮

## લોકભાષા

આપણાં સામાજની તેમ જ જીવનની સુંદરતા ગમે તેટલી વર્ણવીએ, પણ તેમાં એક ખામી આજે સ્પષ્ટ દેખાય છે, અને તે છે આપણી લોકભાષાઓ પ્રત્યેની ઉપેક્ષા. એક જમાનામાં આપણે બધું સંસ્કૃતમાં જ લખતાં. તેથી આપણા પ્રૌઢ અને લલિત વિચારો સામાન્ય સમાજને દુષ્પ્રાપ થયા હતા. પણ તે વખતે સંતકવિઓ અને કથાકીર્તનકારો સંસ્કૃતમાંનો એ બધો કીમતી માલ પોતાના ગજા પ્રમાણે સ્વભાષાની કુટકળ દુકાનોમાં સસ્તે ભાવે વેચતા.

મોગલ રાજ્યમાં અરબી ફારસી ભાષાઓમાંથી કવિઓને પ્રેરણા મળવા લાગી.

અંગ્રેજી જમાનો શરૂ થયો, અને આપણો બધો માનસિક ખોરાક અંગ્રેજીમાંથી લેવાની આપણને ટેવ પડી. એની સારીમાઠી અસર આપણી મનોરચના પર પડી છે; સાહિત્ય ઉપર તો પડી જ છે. આજકાલનાં આપણા દેશી છાપાં અને માસિકો નવા જમાનાના અંગ્રેજી વિચારો છૂટક ભાવે વેચવાનું કામ કરવા લાગ્યાં છે.

રાષ્ટ્રના રાજકીય, સામાજીક અને સંસ્કૃતિક જીવનમાંથી પેદા થયેલા મૌલિક વિચારો અને અનુભવો લોકોની જીવતી ભાષા મારફતે વ્યક્ત અને પ્રતિષ્ઠિત થવા લાગે ત્યારે જ રાષ્ટ્ર સજીવન થશે.

જી. ભા. ૧૩

## મહેનત પ્રત્યે કાયર

આપણે ત્યાંનો મધ્યમવર્ગ શરીરશ્રમનો કાયર બન્યો છે, જેમાં અંગમહેનત છે એ ધંધા ઊતરતા અને જેમાં કેવળ બુદ્ધિ જ ચલાવવાની છે, જીભ કે કલમ જ કામમાં આવવાના છે તે ધંધો શ્રેષ્ઠ એવી વ્યવસ્થા આપણા લોકોએ ચલાવી અને આપણો મધ્યમવર્ગ બગાડી દીધો. નોકરી શોધતાં, નાણાં રોકતાં, છોકરીને પરણાવતાં, ધંધાની પસંદગી કરતાં આપણે મહેનતમાંથી, જાતમહેનતમાંથી બચી જવાની નજર જ વધારે રાખીએ છીએ. આપણી પાસે ઊજળિયાત મધ્યમવર્ગ અને શ્રમજીવી મજૂર વર્ગ એવો ભેદ શા માટે હોવો જોઈએ?

જી. વિ. ૧૧૫

## કઈ ઉચ્ચતા નહીં શકે

કુટુંબમાં અથવા જ્ઞાતિમાં નાનામોટાનો ભેદ હોય જ છે. વયથી સંબંધથી, અનુભવથી, અક્કલહોશિયારીથી અથવા સામર્થ્યથી, નાન ને મોટાં એવો ભેદ પડે જ છે, પણ એ ભેદ બધાએ પ્રેમથ સ્વીકારેલો હોય છે. એમાં મતભેદ નથી હોતો. અને બીજી મહત્ત્વન વાત એ કે આ સંબંધમાં જે ઉચ્ચ હોય છે તેને બધાના દાર બનવું પડે છે. સર્વની સેવામાં, સર્વને સારુ સ્વસુખનો ત્યાગ કરવામ કોઈપણ જાતની મર્યાદા ન હોવી, ખંડ ન પડવો એ જ કુટુંબન લક્ષણ છે. બધાનું બોલેલું સહેવું, બધાનાં આગ્રહને માન આપવો મોટા મનથી બધાના દોષો ગળી જવા અને સમાધાનપૂર્વક બધાન પગ નીચેની રજ બનવા સુધી શૂન્ય થવું એ જ કુટુંબમ મોટાપણાનું લક્ષણ છે. પૃથ્વીને જ "ક્ષમા" નામ મળેલું છે. જે કંઈ પૃથુ એટલે કે વિશાળ છે તે ક્ષમાવાન હોવાનું જ. આવી સ્થિતિમ મોટાઈનું અભિમાન, મોટાઈના હક્ક, મોટાઈનો તોર અને મોટાનો મોટો ભાગ એ વાતોનો અવકાશ ક્યાંથી હોય! આવા કૌટુમ્બિક ન્યાયની મોટાઈ દુનિયામાં જેને લેવી હોય તે ખુશીથી લે, તેને કોઈ અટકાવવાનું નથી.

જ્યાં ઐક્ય છે ત્યાં સમાનતાનો, સરખાપણાનો પ્રશ્ન રહેતો જ નથી. માથું ઉપર શા માટે અને પગ નીચે શા માટે એવો, અથવા એથી ઊલટો ઝઘડો માણસોએ કે ઝાડોએ કદી કર્યો નથી. જ્યાં ઐક્ય સ્થપાયું નથી, હજી સ્થાપવાનું બાકી છે, ત્યાં અત્યંત આગ્રહપૂર્વક સમાનતા સંભાળવી જ જોઈએ. ભિન્ન સમાજો જોડે ચાલી શકશે સરખાપણાના સંબંધથી જ.

લો. જી. ૧૨૪

## જીવનકળાધરો

તમામ વર્ણોની જીવનવ્યવસ્થા અને સમાજસેવા વ્યવસ્થિત કરી આપનાર જીવનકળાધરો પાકશે ત્યારે જ આપણો સમાજ ફરીથી જીવિત અને વ્યવસ્થિત થશે.

જી. આ. ૨૨૮

## ધનવાન અને ગરીબ

ગરીબોને દૂર રાખીને આપણે સાચા જીવનાનંદને પણ દૂર રાખ્યો છે, અને કેવળ અસ્પષ્ટ પણ નિશ્ચિત બળતરા વહોરી લીધી છે. આપણા ઉત્સવો હવે સર્વસામાન્ય રહ્યા નથી. આપણું સાહિત્ય હજુ પ્રજાકીય બન્યું નથી. ગુજરાતના સામાન્ય લોકો—અભણ લોકો—કેવું સાહિત્ય વાંચે છે અથવા સાંભળે છે, કેવાં ગીતો ગાય છે, કેવા ઉત્સવો માણે છે, અને કેવા ધર્મોપદેશો સાંભળે છે, એની જો તપાસ કરીએ તો ધનવાન અને ગરીબની અથવા વધારે બંધબેસતું તો ભણેલા અને અભણની નોખી નોખી નાતો જ પડી ગયેલી જણાશે. બીજી બાજુ આપણી નવી વસ્તીની 'સોસાયટી'ઓ જૂની નાતના વાડાઓ પણ સંઘરતી જ જાય છે. રાજ્યબંધારણમાં કોમી તત્ત્વનો વિરોધ કરનાર આપણે આપણી નગરરચનામાં કોમી તત્ત્વ હજી જાળવવા માગીએ છીએ. અને હવે તો આપણી રમતોમાં પણ એ કોમી તત્ત્વ દાખલ થવા લાગ્યું છે. જૂના જમાનામાં દરેક કોમની જીવનકળા અલગ અલગ રહેતી તે વખતે એવા વિભાગ સ્વાભાવિક હતા. આજે આપણી બધી કોમો મુંબઈનાં મકાનોની પેઠે સરખી જ સગવડધર્મી અને કળાશૂન્ય થઈ ગઈ છે. હવે નાતજાતના વાડા ચાલુ રાખવા એ તો મડદાં ન દાટવા બરાબર છે. જી. આ. ૩૨૫

## મર્માન્તિક ઘા

શરીર ઉપર ચામડીનું અસ્તર છે એટલે જ આપણે એકબીજાનો સ્પર્શ ખમી શકીએ છીએ. ચામડી ન હોય તો કોઈ કોઈને પાસેયે ન આવવા દે. માનસિક વૃત્તિઓનું પણ એવું જ છે મનુષ્ય પ્રાણીનું બંધારણ જ એવું છે કે તેના જીવનનો કેટલોક અંશ અત્યંત નાજુક અને આળો હોય છે. મનુષ્ય સદોષ હોવાથી, અનેક ખામીઓથી ભરેલો હોવાથી તેનાં મર્મસ્થાનો અનેક હોય છે. એ ઉઘાડાં ન પડી જાય તેની તે ઘણી કાળજી રાખે છે.

માણસના અંતરની આ ઊંડી લાગણી જાણીને સીધો અને મર્મ ઉપર જ ઘા કરવો, અને તે પણ બને ત્યાં સુધી તેની પીઠ પાછળ, એ વૃત્તિ ખરેખર ભૂંડી તેમ જ અસામાજિક છે. ગી. ધ. ૫૪

## સાચો વારસો

આજકાલ કેટલાંયે માબાપો રખેને પોતાનાં છોકરાં નાલાયક નીવડશે, પેટપૂરતું પણ કમાઈ નહિ શકે, અને એમને કોઈ મદદ પણ નહિ આપે, એવી અશ્રદ્ધા મનમાં રાખી બાળકો માટે ધનસંપત્તિ અને સાધન સગવડો ભેગી કરી રાખે છે. ગરમ કપડાંમાં હંમેશ વીંટી રાખેલાં બાળકો જેમ તે જ કારણે નબળાં હોય છે અને સહેજસહેજમાં રોગનાં ભોગ થઈ પડે છે, તેમ કેટલાંક માબાપોનો આપેલો વારસો બાળકોને અપંગ અને જડમૂઢ કરી નાંખે છે. એમાં અપત્યનિષ્ઠા જરાયે રહેતી નથી. માબાપનું મુખ્ય કર્તવ્ય પોતાનાં બાળકોને પોતાના જીવન દ્વારા નૈતિક, સામાજીક અને આધ્યાત્મિક કેળવણી આપવાનું છે. કુલપરંપરાથી બાળકોને વાકેફ કરવા, ઘરના ધંધાનું સાંગોપાંગ જ્ઞાન આપવું, એ ધંધામાં એમનો પૂરેપૂરો પ્રવેશ કરાવવો, અને પછી એમને યથાકાળે જવાબદારી સોંપવી, એટલું જ કામ માબાપનું છે. જી. સં. ૧૯૨

## પુત્ર ધર્મ

અને પોતાનાં અપત્યો પાસેથી માબાપ અપેક્ષા શાની શાની રાખે? ધનદોલતની અને આજ્ઞાપાલનની? મહાભારતમાં પુત્રનાં આજ્ઞાપાલનનાં ખૂબ વખાણ કર્યાં છે. શ્રી રામચંદ્રે આદર્શ પુરુષ તરીકેની પોતાની યોગ્યતા પહેલવહેલી સિદ્ધ કરી પિતાની આજ્ઞાના પાલનથી જ. પણ આપણે આજ્ઞાપાલન એ પિતાના હક તરીકે તો નહિ જ સ્વીકારી શકીએ. પિતાની આજ્ઞાને વશ રહેવું એ પુત્રને માટે સ્વાભાવિક છે, એ પુત્રનું ભૂષણ છે, પણ પિતાનો નિરપવાદ હક તો હરગિજ નથી. મનુષ્યજીવન પ્રગતિશીલ છે. એક પેઢીનો અનુભવ અને આકાંક્ષાઓ બીજી પેઢીને કામ ભલે આવો, પણ તેમને તે બંધનકર્તા તો ન જ થવાં જોઈએ. શુશ્રૂષા એટલે કે કહેલું આદરપૂર્વક સાંભળવું અને બની શકે તેટલી સેવા કરવી. એ પુત્રધર્મની સીમા છે. પુત્ર પોતા પ્રત્યે ઉદ્ધત ન થાય એટલી અપેક્ષા માબાપ જરૂર રાખે. પોતાના હાથપગ નબળા પડે ત્યારે પુત્ર પાસેથી સેવાશુશ્રૂષાની અપેક્ષા રાખવાનો પણ તેમને હક છે. પણ

પિતા કહે છે માટે જ પુત્રે પરણવું, પિતા કહે તેની સાથે જ પરણવું, તે કહે તે જ નોકરી કરવી, તેને રાજી રાખવા ખાતર સમાજસેવામાં ન ઊતરવું, તે જેનો દ્વેષ કરે તેની સાથે શત્રુતા રાખવી, તેને જે વિધિઓને રિવાજો પસંદ છે તે જ પસંદ કરવા, એ જાતનો આગ્રહ પિતા ન જ રાખી શકે. પુત્રમાં પિતૃભક્તિ હોય છે એટલે ઉપલી વસ્તુઓ તેનાથી સ્વાભાવિક રીતે પળાય છે. અને જ્યાં સુધી એમાં તેને અધર્મ કે તત્ત્વહાનિ ન જણાય ત્યાં સુધી પિતા કહે તેમ ચાલવું જોઈએ એમ તે સમજે પણ છે. પણ એ બાબતમાં પુત્રની સ્વતંત્રતા તો અબાધિત રહેવી જોઈએ. જી. સં. ૧૯૪

## આત્યંતિક સ્વાર્થ—એક સામાજીક ગુનો

માણસ ગમે તેટલો બાહોશ હોય પણ એનામાં જો સ્વાર્થ જ ભર્યો હોય તો આપણે તેને હીન કહીએ છીએ. માણસની હસ્તી અને તેની પ્રગતિ સમાજના પુરુષાર્થને આભારી હોય છે. તેથી સમાજ પ્રત્યેની પોતાની ફરજ જે નથી ઓળખતો તેને વિષે આપણે કહીએ છીએ કે બે દિવસ ભલે એ આગળ વધતો દેખાય, પણ એને માટે આલોક પણ નથી અને પરલોક પણ નથી. એનું ભલું થવાનું નથી. જે માત્ર પોતાનો જ વિચાર કરે છે તે સૌનો દ્રોહ કરે છે. તે કાયદેસર ગુનો ભલે ન કરતો હોય, પણ આત્યંતિક સ્વાર્થ એ સામાજીક ગુનો જ છે. સ્વાર્થી માણસ સમાજનાં બંધનો ઢીલા કરે છે, સદ્‌ગુણોનો નાશ કરે છે અને ધર્મનો દ્રોહી બને છે. સ્વાર્થી માણસ પૈસાદાર હોય, હોશિયાર હોય, વિદ્વાન હોય કે ઊંચે ચડીને બેઠો હોય તો પણ સમાજમાં એની ખરી પ્રતિષ્ઠા નથી. એનું જીવન નિંદ્ય છે અને એ સમાજ પર ભારરૂપ પણ છે.

જેને મરી ગયા પછી ચાર જણના ખભા પર ચડવાનું છે તેણે જીવતાં ચાર જણનો ભાર ઊંચકવાની પોતાની ફરજ કબૂલ કરવી જ જોઈએ. 'હું મારા પગ પર ઊભો છું. મને કોઈની પરવા નથી.' એમ જે કહે છે તે સમાજનો શત્રુ છે, તે અદૂરદૃષ્ટિ છે, તેના એ પગમાં લાંબા વખત સુધી જોર ટકવાનું નથી.

જી. સં. ૩૨૧

# सब संपत्ति भगवान की

દરેક મિલકત કે ઍસ્ટેટ ટ્રસ્ટ ગણાવું જોઈએ. એનો ઉપયોગ મોટે ભાગે વયોવૃદ્ધ અને સાવ અશક્ત થઈ ગયેલાં ઘરનાં સ્ત્રીપુરુષો, અપંગ બાળકો, કશું કામ ન કરી શકે એવી વિધવાઓ, દુઃસાધ્ય રોગથી પીડાતા રોગીઓ અને ક્ષીણબુદ્ધિ ગાંડાઓના ભરણપોષણ માટે અને ઘરના છોકરા છોકરીઓની કેળવણી માટે થવો જોઈએ. ઘરમાં કામ કરનાર કાયમી નોકરો, ખેતી કે બગીચામાં તનતોડ મહેનત કરનાર ખેડૂત મજૂરો વગેરે જેઓ કુટુંબના સ્વભાવિક "સંબંધીઓ" હોય છે તેમને પણ આપત્તિને પ્રસંગે આજ ટ્રસ્ટમાંથી મદદ મળવી જોઈએ. કુટુંબ ઉપર દુકાળને લીધે, આગને લીધે અથવા મરકી જેવી કંઈક ભારે આપત્તિને લીધે ભારે સંકટ આવે ત્યારે પણ ઍસ્ટેટનો રિલીફ ફંડ જેવો ઉપયોગ થાય.

જે માણસને આ ઍસ્ટેટના વ્યવહાર તરફ ધ્યાન આપવું પડે છે, ઉપર કહ્યા મુજબ ઍસ્ટેટમાંથી મદદ વહેંચવાની ફરજ જેને માથે છે અને તેથી જેને આખો વખત ઍસ્ટેટ પાછળ ખરચવો પડે છે તેને પોતાની આજીવિકા પૂરતું એ, ઍસ્ટેટમાંથી લેવાનો હક્ક હોવો જ જોઈએ. માત્ર વહીવટને નામે ઍસ્ટેટ જ ચૂસી ખાનાર ગોરી નોકરશાહીનું એણે અનુકરણ ન કરવું જોઈએ.

ઍસ્ટેટ વિષેની આવી શુદ્ધ કલ્પના જો સમાજમાં દાખલ થાય તો અવિભક્ત કુટુંબ પદ્ધતિ, એટલે કે કુદરતી અને વિશાળ સહકાર, આ દેશમાં દાખલ થશે. આ જ પાયા પર નવું જ્ઞાતિ બંધારણ સજીવન થઈ શકશે, અને સ્વરાજ્યને માટે સામાજીક માનસમાં જે પરિવર્તન થવું જોઈએ તે થઈ શકશે. કુટુંબો, જ્ઞાતિઓ, અને દેશી રાજ્યોમાં આજે જે સડો છે એનું મુખ્ય કારણ માલમતા તરફની સમાજઘાતક સ્વાર્થદૃષ્ટિ, ઍસ્ટેટ ઉપર આધાર રાખવાની પામરતા અને એને અંગે ઉત્પન્ન થયેલો માણસ–જાતનો મહારિપુ આળસ એ જ છે.

જાન અને માલને ગમે તે ભોગે વળગી રહેવાની હીનતાને લીધે જ હિન્દુસ્તાનનું સત્યાનાશ વળ્યું છે. લક્ષ્મીની પૂજા છોડી જ્યારે આપણે વિષ્ણુની પૂજા કરીશું ત્યારે વિજય પણ મળશે અને માતા લક્ષ્મી પણ આપણને પયઃપાન કરાવશે. જી. સં. ૧૭૩

## નારી–પ્રતિષ્ઠા

સ્રીઓને મજૂરી કરવી પડે એ ઊજળિયાત લોકોમાં નામોશી
નું ગણાય છે. પુરુષવર્ગની ભોગેચ્છાને તૃપ્ત કરવા માટે, એનું
હાલૌલ્ય પોષવા માટે સ્રીઓ આખો દિવસ મિથ્યા વૈતરું કરે છે.
ા આવું વૈતરું કરે એ પોસાય પણ એમણે અર્થોત્પાદક કામ ન
નું જોઈએ! આખો દિવસ વૈતરું કરતાં છતાં ઊજળિયાત સ્રી
શ્રિતની આશ્રિત જ રહે છે. આશ્રિત દશામાં પ્રતિષ્ઠા ક્યાંથી
પિત થવાની હતી? અર્થોત્પાદક કામ સમાજમાં જ્યારે બધા જ
ખી રીતે વહેંચી લેશે ત્યારે ખરી સ્વતંત્રતા અને ખરી નારી-
ષ્ઠા જામશે.

જૂના વખતમાં ઘરમાં વપરાતી ઘણીખરી વસ્તુઓ આપણે ઘરમાં જ
ાર કરતાં તેથી કાળજીપૂર્વક બનાવેલી ઉત્તમ વસ્તુઓ ખાવાને કે
રવાને મળતી. એ વસ્તુઓ બનાવવાની રીત એના ગુણધર્મ
ા જ જાણવાને મળતા. જીવનનો વાસ્તવિક ખ્યાલ આવતો.
માંથી સંસ્કારી આનંદ મળતો. આજે એ બધું ઓછું થવાથી
પણે નાણાંના અને બજારના દાસ બન્યા છીએ.

જી. વિ. ૧૧૬

## ઉદ્યોગ અને ચારિત્ર્ય

બધા દેશોમાં એક વસ્તુ સ્પષ્ટ દેખાઈ છે કે ઉદ્યોગ વગર દૃઢ
રિત્ર્ય કેળવાતું નથી. ત્યાગ, વૈરાગ્ય, સંયમ બધું કેળવી જેઓ
રક્ત સંન્યાસી અને સાધુ થયા તેઓ પણ ઉદ્યોગને અભાવે કટાઈ
ા. જે પોતાનો બોજો બીજા પર નાંખે છે તેના ચારિત્ર્યનો પાયો
મળો પડ્યો જ છે. પ્રથમ એનામાં કેવળ શિથિલતા આવે છે.
ી આત્મવંચના શરૂ થાય છે. એમાંથી દંભ પ્રગટે છે. દંભી માણસ
માજવંચક થવાનો જ. જેમની પાસે ઉદ્યોગ નથી તેમનું ચારિત્ર્ય
ઘણીવાર કેવળ ઉપરનો ઢોળ જ હોય છે. આપત્તિ કે લાલચને
મતે ટકે એવું ચારિત્ર્ય તો સાદાઈ, ખડતલપણું, સ્વાશ્રય અને
ોગમાંથી જ કેળવાય.

## કામ વિકારનું સ્વરૂપ

આજકાલના લેખકો કામવિકારને ‘સેક્સ ઍપીટાઈટ’ કહે છે. આપણે એને “લૈંગિક ભૂખ” અથવા “લૈંગિક પ્યાસ” એ નામે ઓળખીશું. જૂની ભાષામાં એને ‘સંગમેચ્છા’ કહેતા હતા. કામવિકારમાં પ્રબળ ઉત્સુકતા અને પ્રમાદ સુધી જાય તેટલી માદકતા રહેલી છે, પણ એને ‘ભૂખ અથવા તરસ’ની ઉપમા આપીને આપણે એક જાતનો વિચારદોષ પ્રગટ કરીએ છીએ. ‘ભૂખ’ અથવા ‘તરસ’માં અને ‘કામવિકાર’માં એક પ્રકારનું સામ્ય છે. પ્રાણીમાત્રમાં એની સ્વાભાવિક હસ્તી જોવામાં આવે છે. પણ તેમાં મહત્ત્વનો ભેદ પણ છે. ભૂખ અથવા તરસનો તકાજો માણસને શિથિલ નથી બનાવતો. જો આપણે ભૂખ અને પ્યાસને વશ ન થઈએ તો શરીર ટકી પણ ન શકે. ખોરાક અને પાણીનો ત્યાગ કરવાથી પંદર દિવસમાં અથવા તો પચાસ દિવસમાં શરીરનો નાશ થાય તે ચોક્કસ છે, પણ કામસેવનની સ્થિતિ તેવી નથી. જરૂરી નિયમોના પાલન સાથે મનુષ્ય જો બ્રહ્મચર્યનું પાલન કરે તો એના શરીરનો નાશ નહીં થાય; પણ ઊલટું બ્રહ્મચર્યના સેવનથી વધારે સુદૃઢ અને કાર્યક્ષમ થવાનો સંભવ છે, અને અનુભવી પૂર્વજો કહે છે કે બ્રહ્મચર્યનું સંપૂર્ણ પાલન કરવાથી કાયિક, માનસિક, અને આધ્યાત્મિક શક્તિનો એટલો અભૂતપૂર્વ વિકાસ થાય છે કે મનુષ્ય સામાન્ય કોટિથી ઊંચે ચડીને અલૌકિક વિભૂતિ કેળવે છે.

આ ફલશ્રુતિ ક્યાં સુધી સાચી છે એનો અનુભવ આ જમાનામાં કોઈએ નથી કર્યો. કેટલાકને તો આમાં સંદેહ લાગે છે. પણ આટલી તો અનુભવની વાત છે કે બ્રહ્મચર્યથી મનુષ્ય પોતાના શરીરને અમુક હદ સુધી તો ખડતલ બનાવી શકે છે. આયુર્વેદમાં કહ્યું છે કે બધા રસાયનોમાં બ્રહ્મચર્ય શ્રેષ્ઠ રસાયન છે. સામાન્ય સમાજમાં પણ આપણે જોઈએ છીએ કે સદાચારી વિધવાઓ બીજી સ્ત્રીઓ કરતાં અધિક તંદુરસ્ત હોય છે અને એમની કાર્યશક્તિ પણ બીજાની કાર્યશક્તિ કરતાં અધિક હોય છે. શરત એટલી છે કે સદાચારનું પાલન પ્રસન્નતાપૂર્વક કરેલું હોવું જોઈએ, અને જીવનમાં આળસને સ્થાન ન હોવું જોઈએ.

એટલે કામવિકારને ભૂખ અથવા તરસની જેમ માની લેવું અથવા એને
મની ઉપમા આપવી એ વિચારમાં ગોટાળો ઉત્પન્ન કરવા જેવું છે.
ક પક્ષ કહેશે કે બ્રહ્મચર્યનું પાલન બિલકુલ અશકય છે. એના
ાણમાં એટલું કહી દેવું જ બસ છે કે ભૂખ અથવા તરસ પોતાની
ાભાવિક મર્યાદાથી થોડેક અંશે વધારી શકાય છે: જો કે તેની પણ
ક હદ છે. કામવિકારનું એવું નથી. જેવી રીતે આપણે પ્રયત્નથી
મવિકારને બિલકુલ દબાવી દઈએ છીએ, અને આત્યંતિક સાધનાથી
નું નિર્મૂલન પણ કરી શકીએ છીએ; તેમ એ વિકારને ઉત્તેજન
પીને એને અમર્યાદ રીતે વધારી પણ શકીએ છીએ. શરીર ગમે તેટલું
જોર (અશક્ત) કેમ ન થયું હોય, રોગીષ્ઠ થઈ ગયું હોય, ભોગક્ષમ
પણ રહ્યું હોય, તો પણ મનના વિકાર વધતાં જ જઈ શકે છે.
મ અને તરસ વિષે આવું નથી. અન્ન અને જલનો સંપૂર્ણ ત્યાગ
ાથી ભૂખ અને તરસ અમુક હદ સુધી જ દબાવી શકાય છે પણ
પાછા વેગથી વધે છે. વિષયસેવનનો સફળતાપૂર્વક ત્યાગ કરવાથી
યેચ્છા ઉત્તરોત્તર ઘટતી જાય છે: ભૂખ અને વિષયેચ્છા વચ્ચેનો આ
મહારાષ્ટ્રના સુપ્રસિદ્ધ સંત એકનાથે સારી રીતે બતાવ્યો છે. ગીતાએ
કહ્યું છે: બિલકુલ ન ખાવું અને બિલકુલ ન સૂવું એ યોગને
ટે બાધક છે. વિષયસેવનને માટે આ નિયમ લાગુ પડતો નથી.

જો કામવિકારનો સંયમ મનુષ્યજાતિને માટે બિલકુલ અશકય
ત તો નીતિશાસ્ત્રે બ્રહ્મચર્યનો ઉપદેશ કર્યો જ ન હોત. પોતાના
ારો અને કલ્પના શક્તિને ઉત્તેજન આપીને મનુષ્ય જો પોતાને
ફૂળ પરિસ્થિતિમાં ન રાખે, તો કામવિકાર ઉપર વિજય
ાવવો અને લૈંગિક સદાચારનું પાલન કરવું એ સામાન્ય
ુષ્યને માટે વિલાસી લોકો સમજે છે તેટલું કઠણ નથી.

*     *     *

પણ સવાલ એ છે કે જે મનુષ્યનું લૈંગિક સદાચારમાંથી પતન
ું એને સમાજ અત્યંત ઘૃણિત અને અધમ કેમ માને છે, એને
ાજસેવા માટે સર્વથા અયોગ્ય કેમ સમજે છે?

આ વાત સમજવા માટે કામ-સેવનનું સ્વરૂપ અને એના પરિણામનો
ડો વિચાર કરવો જરૂરી છે. પ્રકૃતિના વિધાનમાં વ્યક્તિ જીવતી રહે
ને જાતિપરંપરા અબાધિત રહે—એ બે વાતોનું બહુ મહત્ત્વ છે.
ાવાપીવાથી શરીર જીવતું રહે છે અને વિષયસેવનથી વંશવિસ્તાર

થતો રહે છે. એટલા માટે કુદરતે ભૂખ, તરસ સાથે સંભોગની પ્રેરણા એટલી પ્રબળ રાખી છે કે કોઈ વીરલો જ એમાંથી બચવા પામે છે. વ્યક્તિનો નાશ ન થાય અને વંશનો ઉચ્છેદ ન થાય એવા હેતુથી કુદરતે આવી અસાધારણ પ્રભાવશાળી વ્યવસ્થા કરી રાખી છે.

હવે જે ક્રિયા દ્વારા પ્રજાની ઉત્પત્તિ થાય છે, એક ચૈતન્યયુક્ત નવા પ્રાણીનો જન્મ થાય છે અને જે ક્રિયામાં શરીરના બધા રસો (ધાતુઓ) વપરાય છે, એ ક્રિયાની પવિત્રતા અને એની આપણા આખા જીવન ઉપર થનારી અસર કેટલી ગંભીર હોવી જોઈએ, એ વાત કોઈપણ વિચારશીલ માણસ માટે સમજાવવાની જરૂર હોવી ન જોઈએ. આવા જીવનવ્યાપી, જીવનદાયી અને પવિત્રતમ ક્રિયાનો જરા પણ દુરુપયોગ ન થાય એ જોવું એ સમાજનું કામ છે. અને સમાજે અનુભવ પણ કર્યો છે કે આવી સર્વોપરિ મહત્ત્વની અને પવિત્રતમ વસ્તુમાં જેનું મન વિકૃત થયું છે એનું આખું શરીર અને માનસ વિકૃત હશે જ. શરીર કદાચ વિકારથી બચી જાય પણ મનની વિકૃતિ અસાધારણ નુકસાન પહોંચાડે છે. જે સમાજમાં ઝાઝા લોકોની દૃષ્ટિ વિકૃત થઈ જાય છે એ સમાજમાં આવી વિકૃતિને જ 'સ્વભાવ અથવા પ્રકૃતિ માની લેવામાં આવે છે. પરંતુ એનાથી જે નુકસાન થવાનું હોય છે તે તો થાય છે જ.

લૈંગિક નીતિના વિષયમાં જેનું મન વિકૃત થઈ જાય છે, એની વિચાર કરવાની રીત પણ કંઈ વિચિત્ર બને છે. એનાં નૈતિક મૂલ્ય (moral values) આંધળા થઈ જાય છે, અને એના આદર્શમાં પણ કંઈને કંઈ કચાશ આવી જાય છે. વાચન, સત્સંગ અને અખંડ સાવધાનીથી જો તે પોતાને આચરણમાં શુદ્ધ રાખી શકે તો પણ એ આદર્શની સાધનામાં પ્રમાદી થઈ જ જવાનો.

* * *

અને હજી પણ એક વાત છે—વિષયસેવનનો સંબંધ એક તરફ પ્રજોત્પત્તિની સાથે છે તો બીજી તરફ પરસ્પર પ્રેમ અને ઉત્કટતા અથવા નિષ્ઠાની સાથે છે. સ્ત્રીપુરુષનું એકબીજા પ્રત્યેનું આકર્ષણ પ્રારંભમાં ભલે પાર્થિવ અથવા કલાત્મક હોય, પણ પાછળથી એનું રૂપાંતર આધ્યાત્મિક નિષ્ઠામાં જ થઈ જાય છે. આ નિષ્ઠા વડે જ એને જીવન-શુદ્ધિ અને જીવનસમૃદ્ધિનો લાભ થાય છે.

કેવળ પરસ્પર આકર્ષણ અને કામુકતાથી ન તો જીવન શુદ્ધ થાય અને ન જીવનની ઉત્કટતા અને સમૃદ્ધિ ઉચ્ચ કોટિ સુધી પહોંચે છે. લૈંગિક જીવન અને પ્રેમમય જીવન બન્નેનો વિચાર એક સામટો કરવો જોઈએ. કેવળ લૈંગિક જીવન (sex life) પશુ-પક્ષીઓની જેમ કેવળ પ્રાકૃત હોય, અથવા તો પ્રેમજીવનની ગાંઠ ગુઢ ક્રિમિયાથી સંસ્કૃત થઈ જાય—બન્ને સ્થિતિ સારી છે. પરંતુ મનુષ્યને માટે તો પ્રાકૃત જીવન છે જ નહીં. તે કાં તો સંસ્કૃતિ તરફ જઈ ચઢશે અથવા વિકૃતિમાં જઈને પડશે. અથવા સંસ્કૃતિનો આગ્રહ છોડી દીધો તો મનુષ્યનું લૈંગિક પ્રેમજીવન વિકૃત થઈ જાય છે, અને એની ગન્દકી જીવનના દરેક અંગઉપાંગોમાં પ્રસરી જાય છે. પછી તો જીવનનો એક પણ ભાગ સ્વચ્છ રહી શકતો નથી. આ તો બધાના સૂક્ષ્મ અનુભવની વાત છે. કેટલીક વિકૃતિઓ એટલી સૂક્ષ્મ હોય છે કે મામૂલી આદમી એને દૂરથી નથી ઓળખી શકતો. પણ જાણકાર એને અચૂક ઓળખી શકે છે. અને ખાસ કરીને વિકૃત મનુષ્ય જ્યારે પોતાની મેળે અંતર્મુખ થઈ જાય છે ત્યારે પોતાના જીવનની દુર્ગંધનો એ તરત અનુભવ કરી શકે છે. પછીથી એ પોતાનો તિરસ્કાર કરવા લાગે છે. એનો આત્મવિશ્વાસ નષ્ટ થઈ જાય છે. અને જેનો આત્મવિશ્વાસ નષ્ટ થઈ ગયો એને માટે જીવનમાં સફળતાં ક્યાંથી!

સર્વોદય, ડિસેમ્બર ૧૯૪૧

## અખંડ ઉદ્યોગ

ગરીબાઈના આદર્શ સાથે જો અખંડ ઉદ્યોગનું વ્રત ન હોય તો ગરીબાઈ જડતાનું સ્વરૂપ પકડે. તમોગુણી ગરીબાઈ કશા કામની નથી. માણસ સમાધાન કેળવી પોતાના સ્વાર્થ કે ભોગ-વિલાસ માટે ભલે મહેનત ન કરે, પણ એણે મહેનત તો કરવી જ જોઈએ. સકામ હો કે નિષ્કામ, પણ કર્મ તો કરવું જ જોઈએ, કર્મ ન કરીએ તો આપણને જીવવાનો હક ન રહે. મહેનત કરવાની તક ન મળવી એ ઈશ્વરનો ભારેમાં ભારે શાપ ગણાય. ઉદ્યોગ એ ઉદરનિર્વાહ માટે જ છે એમ નથી. ઉદ્યોગ એ જીવનનો આનંદ પણ છે. કાયિક વાચિક અને માનસિક શક્તિઓ ખીલવવાનું સાધન છે, અને મોક્ષની તો મુખ્ય સાધના છે એમ હું માનું છું. કા. લે. ૫૭

## વખત વેડફવો

રાંધેલું શુદ્ધ પૌષ્ટિક અન્ન જો કોઈ આમતેમ ફેંકી દે અથવા માટીમાં ભેળવી દે તો આપણે એવા માણસને શું કહીશું?

અન્ન માટીમાં નાખી દઈએ તો કંઈ નહિ તો કીડીમંકોડા કે બીજાં જીવડાં એને ખાઈ જશે. એટલે હરજજે એ અન્નનો ઉપયોગ થશે. પણ આપણો પોતાનો સમય એટલે કે કીમતી જીવન, નકામા વ્યવસાયમાં વેડફી નાખીએ તો તે કેવડી હાનિ! આપણે વેડફી નાંખેલા સમયનો ઉપયોગ બીજા પણ કરી શકતા નથી, એટલે એ આત્યંતિક હાનિ છે.

માણસ આખો દિવસ પોતાનું મન ગંભીર કામમાં નથી પરોવી શકતો. તેને આરામની–વિશ્રાન્તિની–તેમ જ વિનોદની આવશ્યકતા રહે છે, એ ખરું છે. એની સાથે એ પણ એટલું જ ખરું છે કે જિંદગીની એક પણ પળ વ્યર્થ ન ગુમાવી શકાય. દુનિયાનું દુઃખ એવડું ભારે છે કે દરેક સમજુ માણસની જીંદગીની એકએક ક્ષણ એ દુઃખ દૂર કરવા જરૂરની છે. જ્ઞાનનું ક્ષેત્ર એટલું વિશાળ છે અને આપણું જીવન એટલું ટૂંકું છે કે જિંદગીની દરેક પળ જ્ઞાનપ્રાપ્તિમાં અથવા એના ચિંતનમાં જવી જોઈએ. સાચો પુરુષાર્થ એટલે મોક્ષ.

## બેઠી રમતો

મર્દાની રમતોથી શરીર અને બધી ઇંદ્રિયો કસાય છે અને તેનો લાભ જીવનને મળે છે. પણ બેઠી રમતોમાં જે સ્મરણશક્તિ, અટકળશક્તિ, અને ઘણીવાર લુચ્ચાઈ કેળવાય છે તેનો વ્યવહારમાં કશો જ ઉપયોગ થતો નથી.

બેઠી રમતોમાં ઈશ્વરે આત્માના તાબામાં આપેલા સમયનું અપમાન તો છે જ. પણ વખતને હાંકી કાઢવા જે કોઈ પાનાં કે ગંજીફો રમે છે તેની અક્કલનું પણ દેવાળું નીકળ્યું છે એમ જાણવું.

હરાફાઇ, સરસાઇ, ચોરી, જીદ, ઠગાઈ વગેરે ઊતરતી કોટિની વૃત્તિઓને ત્યાં પોષણ મળે છે. વ્યવહારમાં જે દોષોની માણસને શરમ લાગે તે જ દોષો આવી રમતોમાં બહાદુરી અથવા સફાઈને નામે ખપે છે.

...પાનાં રમનારા કહે છે કે મગજ થાકી જાય છે ત્યારે અમે પાનાં રમીએ છીએ. એ બતાવે છે કે પાનાં રમવામાં મગજશક્તિ વધારવાની તાકાત નથી જ. અને પાનાં રમ્યા પછી મગજ તાજું થાય છે એવો પણ કોઈનો અનુભવ નથી. મગજની નવરાશ અથવા વખતનું પોલાણ ભરી કાઢવાનો કૂચો તેનું નામ પાનાંની રમત.

* * *

બુદ્ધિબળ, વાઘબકરી, બિલિયર્ડ વગેરે રમતો ચાતુર્યની ગણાય. જો કે આમાં સામા માણસની ભૂલનો લાભ લેવાનો જ ભાગ વધારે હોય છે. સોગઠાં, ગંજીફો વગેરે રમતોમાં અમુક અંશે ચાતુર્ય ભલે હોય પણ એમાં નસીબનો ભાગ જ મોટો હોય છે. નસીબની અજમાયશ કરવા માટે ચલાવેલી રમત, પછી તે ઘોડાની શરતો હોય કે પાનાં હોય, એ જૂગટું છે.

  

## વખતનો હિસાબ

કેટલાક લોકો એમ માને છે કે ઑફિસમાં કે દુકાનમાં કે વર્કશોપમાં આઠ દસ કલાક બરાબર કામ કર્યું, એટલે પોતે ઋણમાંથી મુક્ત થયાં. બાકીનો વખત એ તો આપણો "પૉકેટ મની" છે, એનો હિસાબ આપવાપણું ન હોય. દસ કલાકની નોકરી પછીના વખતનો હિસાબ શેઠ ભલે ન માગે, રોજની પરેડ પછી સૈનિક શું કરે છે એની દરકાર સેનાપતિ ભલે ન રાખે, દર વર્ષે ઊંચે નંબરે પાસ થનાર છોકરો આખો વખત શું કરે છે, એની ચિંતા બાપ ભલે ન રાખે; પણ સૌનો શેઠ, સૌનો સેનાપતિ, અને પરમ પિતા, ઊંઘનો, સ્વપ્નાનો અને શેખચલ્લીના મનોરાજ્યનો પણ હિસાબ માગનારો બેઠો છે.

## પાનાં

દુકાનમાં બેસી વગર મહેનતે ધન કમાનાર અસંસ્કારી લોકો પાનાં રમે છે. કૉલેજમાં ભણતાં કેટલાક વિદ્યાર્થીઓ માને છે કે પહેલું સત્ર પાનાં રમવાં માટે જ છે. કેટલાક ભલભલા સંન્યાસીઓને પણ પાનાં રમતાં મેં જોયાં છે. છતાં કોઈ દિવસ મને લાગ્યું નથી કે પાનાં રમવા એ ક્ષમ્ય વસ્તુ છે. મેં પોતે એક વાર પાનાં પાછળ બેએક મહિના બગાડ્યા છે. આખો દહાડો પાનાં રમું અને રાત્રે સ્વપ્નામાં પણ પાનાં જ હોય. એ બે મહિના દરમ્યાન પણ મને લાગ્યું ન હતું કે પાનાં રમવા એ સારી વસ્તુ છે. મને પાનાં રમતાં આવડતા નથી એ શરમ ધોઈ કાઢવા બે મહિના બગાડ્યાની કાયમની શરમ મેં વહોરી લીધી, પણ ત્યાર પછી પાનાંને હું અડ્યો નથી.

* * *

જ્યારે બહુ જ કંટાળો આવે અને વખત હાંકી જ કાઢવો હોય ત્યારે પડ્યા પડ્યા દુનિયા કેમ સુધરી શકે એની જાતજાતની યોજનાઓ ઘડી કાઢવી. અથવા સંગીત અને ચિત્રકળાનો આનંદ લેવો. જી. વિ. ૭૭૪

  

## આદર્શ સાધુ

આજકાલનાં સાધુઓ આદર્શ છે એમ કોઈ નહિ કહે. ખાખીબાવા હંમેશ કહેતાં "જૈસા જુગ વૈસા જોગી". જોગી આસમાનથી ઊતરતા નથી કે જમીનમાંથીયે ઊગતા નથી. તે તે કાળના સમાજમાંથી જ તેઓ પાકે છે. પોતાના જ દોષો સાધુઓમાં ઊતરેલા જોઈ સાંસારિક લોકોને આટલું આશ્ચર્ય શા માટે થતું હશે ? સાધુવર્ગને સુધારવો હોય તો પ્રથમ સમાજને જ સુધારવો પડશે. એટલે કે દરેક જણ પોતપોતાને જ સુધારે. બહારથી જોનાર આપણે બધા સાધુ સરખા જ માન્યા છે. સાધુઓમાં ભળીને કોણે તેમને તપાસ્યા છે ? કેટલાક સાધુઓમાં તમારા સંસારી લોકો કરતાં વધારે ખાનદાની, વધારે ભૂતદયા અને વધારે ઉદ્યોગ હોય છે. તેમનામાં દુનિયાનું જે જ્ઞાન હોય છે તેટલું મેળવવા તમારી બધી લાઇબ્રેરીઓ પૂરી કરો તો પણ બસ નહિં કહી શકાય. હિ. પ્ર. ૧૧૧

હિમાલયમાં જઈ આવેલાં માણસને સૌ કોઈ એક જ સવાલ પૂછે છે, "ત્યાં તમને કોઈ સાધુમહાત્મા મળ્યા ખરા ?" લોકો શું માનતા હશે તે ખબર નથી. શું લોકોને એમ લાગે છે કે હિમાલયમાં ઝાડોને બદલે સાધુઓનાં જ વન ઊગે છે? જેમ હું હિમાલયમાં ગયો હતો તેમ ઘણાં સાધુઓ હિમાલયમાં જાય છે. જેમ પેલો હોટલવાળો વિશારદ ત્યાં જઈને વસ્યો છે તેમ કેટલાક સાધુઓ પણ હિમાલયમાં રહે છે. પણ લોકોને એવા સાધુ નથી જોઈતાં. એવા તો તેમને ઘેર ભિક્ષા માગવા પણ આવે છે. તેમને તો જોઈએ છે ત્રિકાળજ્ઞાની! ચમત્કારો કરી જાણનાર, અને કાંઈ પણ ખાધા વગર જીવી શકનાર મહાત્માઓ! જેમને પગે પડ્યા માત્રથી મોક્ષ પ્રાપ્ત થઈ જાય, અગર કીમિયાની કાંઈ અજબ યુક્તિ, અગર કંઈ નહિ તો છેવટે કંઈક રોગ ઉપરની અદ્ભુત જડીબુટ્ટી અનાયાસે મળી જાય.

રાજ્યપ્રકરણમાં રસ લેનાર લોકો પૂછે છે, "હિંદુસ્તાનનું ભવિષ્ય શું છે એ વિષે તમે હિમાલયના સાધુઓ પાસેથી કશું જાણ્યું છે ખરું ?"

મારી સાધના મારે જ કરવી હતી. પરાન્ન ખાઈને કોઈનાં આશ્રિત થઈને રહેવું એ જેમ શરમ ભરેલું છે, તેમ જ કોઈ પણ સાધુની તપશ્ચર્યામાંથી એકાદ ટુકડો આપણને મળી જાય અને તેના ઉપર આપણે સુખી થઈએ એવી ઇચ્છા પણ અધ્યાત્મિક કંગાલિયત સૂચવે છે.

સાધુઓનાં દર્શનથી આપણું હૃદય-પવિત્ર થઈ જાય, એમનો વૈરાગ્ય આપણામાં ઉદ્ભવે, એમની ઈશ્વર ઉપરની નિષ્ઠા આપણામાં જાગે અને એમના જેટલી જ તપશ્ચર્યા કરવાનું આપણામાં નિશ્ચયબળ આવે. એ ઇચ્છવાજોગ છે. પણ તેમના પ્રસાદ તરીકે આપણને મફતનું કાંઈ પણ મળી જાય અને અનાયાસે, વગર મહેનતે આપણે સુખી થઈ જઈએ. એમ ઇચ્છવામાં તો પામરતા જ રહેલી છે. બજારમાંથી શાક ખરીદતી વેળાએ તોલ પૂરો થયા પછી "બેચાર બટાકાં કે મરચાં ઉપર આપો" એમ માગનારા તેમ જ દેશસેવામા એક સામાન્ય સૈનિકની યોગ્યતા ધરાવતાં છતાં પોતાની સેવામાથી જ રાષ્ટ્રને તરત

સ્વાતંત્ર્ય મળતું હોય તો જ હું પોતાનું બલિદાન આપું નહિ તો નહિ, એમ કહેનારા અને અંગ્રેજ લોકોને માગી માગીને હેરાન કરીને સ્વરાજ્ય મેળવીશું એવી ઉમેદ રાખનારા, તેમ જ મહાત્માઓના ચરણસ્પર્શ અગર વસ્ત્રસંપર્શ કરવાથી, અથવા તેમનું એઠું ખાવાથી તેમની તપશ્ચર્યાનો કંઈક અંશ વીજળીની પેઠે આપણામાં સહેજે આવી જાય એમ ઇચ્છનારા, બધા સરખા જ રંક છે. વગર મહેનતે મોક્ષ મળે તો એ મોક્ષની કિંમત શી? અને તે મોક્ષ પણ કેમ કહેવાય? હિ. પ્ર. ૧૧૭

## જાગીર અને ગરાસ

શિવાજીએ વિજાપુરના અને દિલ્હીના બાદશાહો સાથે લડીને મહારાષ્ટ્રમાં હિંદવી સ્વરાજ્ય સ્થાપ્યું એ તો સૌ કોઈ જાણે છે. પણ આપણા લોકોના હાડમાં પેસી ગયેલો મોટામાં મોટો દુર્ગુણ એણે બરાબર ઓળખી તે દૂર કરવા અથાગ પ્રયત્ન કર્યા હતા એ બીના તરફ આપણું પૂરતું લક્ષ ગયું નથી. શિવાજીએ જોયું કે સલામતી શોધવાની પામરતાને લીધે કહો કે પોતાના બાલબચ્ચાંના વાત્સલ્યને લીધે કહો, આપણા લોકો સ્થાયી મિલકત ભેગી કરવા પાછળ ગાંડા બને છે. જાગીર એ આપણા લોકોનું જીવન સર્વસ્વ..જાન છોડે, ધર્મ છોડે, ન્યાય નીતિ છોડે પણ ગરાસ ન છોડે. બંધુદ્રોહ, દેશદ્રોહ, ચારિત્ર્યદ્રોહ બધાના મૂળમાં એક જ વસ્તુ છે અને તે ગરાસની ઘેલછા. ગરાસ મેળવવા ખાતર માણસ ગમે તે પાપ કરે અને મેળવેલો ગરાસ સાચવવા માટે કૂતરાની પેઠે ગમે તેની ગુલામી કરવા તૈયાર થઈ જાય એ સ્વભાવ પારખી શિવાજીએ એવો નિયમ કર્યો કે સ્વરાજ્યમાં કોઈને ગરાસ આપવો જ નહિ.

જી. સં. ૧૭૦

જીંદગીમાં જો કાંઈ ખાસ જાણવા જેવી વસ્તુ હોય, આચરવા અને કેળવવા જેવી હોય તો તે સત્ય છે.

ધર્મોદય ૧૨૬

## બહેન

મારા બહેન આક્કા વિષેનાં મારા થોડાંક પ્રત્યક્ષ સ્મરણોનું ધ્યાન કરી કરીને તેમને હું પોષતો આવ્યો છું. સાધારણ રીતે હિંદુ કુટુંબમાં દીકરીઓ તરફ સહેજ બેદરકારી હોય છે. દીકરા તેટલા વહાલા અને દીકરી તેટલી અળખામણી, એ માન્યતા અનેક પ્રાંતમાં છે. અમારા ઘરમાં આક્કાની સ્થિતિ એવી ન હતી. બધાં જ એને ચાહતાં હતાં.

માણસની લગભગ બધી શુભ વૃત્તિઓ કૌટુંબિક વાતાવરણમાં જ ખીલે છે. તેમાં પણ મા પછી જો ભારેમાં ભારે કોઈની અસર થતી હોય તો તે બહેનની જ છે. માણસનો મા સાથેનો સંબંધ તેમ જ પત્ની સાથેનો સંબંધ, ઉત્કટ અને અસાધારણ હોય છે. દીકરીનો સંબંધ પણ એવો જ હોય છે. જ્યારે સહેલાઈથી વ્યાપક થઈ શકે એવો સંબંધ તો ભાઈબહેનનો છે.

હું સમજણો થયો એના પહેલાં જ મારી બહેન ગુજરી ગઈ. તેથી જિંદગીનો મારો એ વિભાગ શૂન્યવત્ થઈ ગયો છે. સ્ત્રીઓને હું દૂરથી પૂજું છું પણ તેમની સાથે સ્વાભાવિક રીતે સંબંધમાં આવતાં મને આવડતું જ નથી. ભગિનીપ્રેમની ભૂખ રહી જ ગઈ છે. જેમ જેમ જીવનની વ્યાપકતા અને સર્વાંગસુંદરતાનો આદર્શ વધતો ગયો છે, તેમ તેમ મારે એક બહેન હોય તો કેવું સારું! એવો વિચાર મનમાં આવી મન ઝૂરે છે. પોતાને બહેન ન હોવાને કારણે નવી બહેન મેળવતાં ન આવડે એ જ એમાં મુશ્કેલી છે. મારા આદર્શ પ્રમાણે પૂજનીય એવી કેટલીયે બહેનો હું જોઉં છું. તેમના પરિચયથી હું જરૂર પાવન અને ઉન્નત થઈશ એવી મનને ખાતરી થાય છે.

પણ હૃદયની ભૂખ તો આક્કાના પવિત્ર સ્મરણથી જ શમાવવી રહી.

સ્મ. યા. ૯

## ધર્મ

બધા ધર્મો એક ઈશ્વરમાંથી જ ઊપજેલા છે એમ જ્યારે આપણને પ્રતીતિ થાય છે ત્યારે એક જાતની આસ્તિક ઉદારતા એની મેળે આવી જાય છે.

એ જાતનો સદ્ભાવ અને આદર એ ભારતવર્ષનો દુનિયાને સંદેશો છે—વારસો છે. એને અનુસરીને જ્યારે આપણે જીવન રચીશું, વ્યવહાર ઘડીશું અને વ્યક્તિગત તેમજ સામાજીક-સવાલોનો ઉકેલ આણીશું ત્યારે જ આ દેશમાં સર્વ ધર્મોનું એક વિશાળ ધર્મકુટુંબ સ્થપાશે.

જી. વિ. ૩૫૨

હિંદુસ્તાન જ સર્વે ધર્મોનું મોસાળ છે. અનેક ધર્મોની અંદર વ્યવસ્થા સ્થાપન કરવાની શક્તિ હિંદુસ્તાનમાં રહેલી છે. હિંદુ સંસ્કૃતિમાં જંગમ કરતાં સ્થાવર તત્ત્વ વિશેષ છે, અને મુખ્ય વાત તો એ છે કે હિન્દુ સંસ્કૃતિમાં અહંકાર નથી. સર્વ સંસ્કૃતિઓના સમન્વયનો પ્રથમ પ્રયોગ પરમેશ્વર હિંદુસ્તાનમાં નહિ કરે તો બીજે ક્યાં જઈને કરશે ?

જી. સં. ૮

# સર્વધર્મસમભાવ

આજના જમાનામાં જ્યાં અનેક જાતના ધર્મોની ફૂલગૂંથણી થઈ છે અને રોજ નવા નવા સવાલો ઊભા થાય છે ત્યાં એક જ ધર્મના રિવાજો અને માન્યતાઓની માહિતી પૂરતી નથી. અનેક જાતની વાકયરચનાઓમાંથી જેમ વ્યાકરણ તારવી કાઢવામાં આવે છે. અનેક ભાષાનાં વ્યાકરણોમાંથી જેમ ભાષાશાસ્ત્ર તારવી કાઢવામાં આવે છે તેમ અનેક ધર્મોમાંથી અને જીવનપદ્ધતિઓમાંથી ધાર્મિકતા તારવી કાઢતાં આવડે એટલી કેળવણી વિદ્યાર્થીઓને મળવી જોઈએ. બધા ધર્મોનો દૃઢભાજક કાઢવો અથવા બધાની ખીચડી કરી એનો લઘુતમ સાધારણ ભાજ્ય તૈયાર કરવો એ આપણું કામ નથી. જેમ કસરતબાજ લોકો અનેક મલ્લોની શારીરિક કેળવણી તપાસી પોતાનું શરીર કસે છે તેમ દરેક માણસે અનેક ધર્મોનું સમભાવ અને આદરપૂર્વક નિરીક્ષણ અને અધ્યયન કરી પોતાનું ધાર્મિક જીવન નિર્દોષ અને સમૃદ્ધ કરવાનું છે. જી. વિ. ૩૩૮

# ધર્મનું નવું રૂપ

મને લાગે છે કે આજના જગદ્વ્યાપી પરિવર્તનમાં મોટામાં મોટો ફેરફાર થવાનો છે તે ધર્મોની બાબતમાં. પ્રજાનું ધારણ થાય એટલા માટે ધર્મો સ્થપાયા. પણ એ ધર્મોના નામે જ લોકો અંદર અંદર લડવા લાગ્યા છે. આ બધા જ ધર્મો હવે ક્રાન્તિની ભઠ્ઠીમાં જઈને પડવાના છે. એ ભઠ્ઠીમાં જેટલું સોનું હશે તેટલું ટકશે અને વધારે ઊજળું થઈને બહાર આવશે. પણ જૂનો આકાર તો નાશ પામવાનો જ! આજના બધા ધર્મો પોતાનું નામ અને રૂપ ફેરવીને નવા આકારમાં દુનિયા આગળ આવવાના છે. આજના ધર્મો જશે પણ ધાર્મિકતા રહેશે; એટલું જ નહિ પણ તે વધારે જીવતી અને જાગતી થશે. ધર્મ સજીવન થશે અને એની સાથે દુનિયાનું રાજદ્વારી જીવન નવું રૂપ ધારણ કરશે. આજે તો માણસ જાતનું જંગલીપણું જ એના રાજદ્વારી જીવનમાં પ્રગટ થાય છે.

જી. સં. ૮૯

સંસ્કારથી જ કેળવી શકાય એવી મહત્ત્વની હાજત તે પ્રાર્થનાની છે. એ હાજત આત્માની છે. હૃદયની છે, લાગણીઓની છે. એ એક દૈનિક વિશ્રાંતિ છે, સ્નાન છે અને ખોરાક પણ છે. પેટમાંનો મેલ કાઢી નાંખી શરીર સાફ કરવું એ જેટલું જરૂરનું છે, તેટલી જ જરૂર પ્રાર્થનાની પણ છે. નાહીને શરીરે નિર્મળ થવું એ જેમ આવશ્યક છે તેમ જ પ્રાર્થના પણ વાસના ધોઈને મન નિર્મળ થવા સારું છે. શારીરિક કર્મ કર્યા પછી જેમ ઊંઘ અને આરામ જરૂરનાં છે તેમ અનેક જાતની વાસનાઓને વશ થયા પછી અને સંકલ્પવિકલ્પથી થાકયા પછી પ્રાર્થનાની સ્વસ્થતા અત્યંત જરૂરની છે. શરીરનું ભાતું ખૂટયું એટલે ફરી આહાર લેવાની હાજત જેમ અપરિહાર્ય છે તેમ હૃદયનું ભાતું ખૂટે નહિ એટલા માટે પ્રાર્થનાનું પૌષ્ટિક મિષ્ટાન્ન એને વખતોવખત ખવડાવવું જ જોઈએ. જી. સં. ૧૮૭

## પ્રાર્થના

જીવન અંતર્મુખ થાય નહિ ત્યાં સુધી પ્રાર્થનાની હાજત ઉત્પન્ન થતી જ નથી. અંતર્મુખ થયા વગરની પ્રાર્થના એ લગભગ નિરર્થક છે. નિયમિત શૌચ જવામાં જે શૌચાનંદ રહેલો છે, દાતણ કરવામાં જે સમાધાન રહેલું છે, સ્નાન કરવામાં જે પવિત્રતાનો અનુભવ થાય છે, સાત્વિક આહારમાં જે શાંતિ, તુષ્ટિ પુષ્ટિ રહેલાં છે, નિદ્રામાં શરીરને અને મનને નવ-જીવન અર્પણ કરવાની જે તાકાત રહેલી છે તે બધું પ્રાર્થના દ્વારા આપણને અનુભવતાં આવડવું જોઈએ. દરેક માણસને એ પ્રયત્ન સાધ્ય છે કેમ કે મનુષ્ય-સ્વભાવમાં જ એ વસ્તુ રહેલી છે.

જી. સં. ૧૮૮

હિંદુધર્મનો સ્પષ્ટ સિદ્ધાંત છે કે આ દુનિયામાં બધે સમાનતા જ હોવી જોઈએ. निर्दोषं हि समं ब्रह्म ઉચ્ચ નીચ ભાવ એ પાપનું કારણ છે. ઉપનિષદોમાં એટલે સુધી કહ્યું છે કે આખું વિશ્વ એ એક નાનકડો સરખો માળો છે. અને આપણે બધા પરમ અમૃત તત્ત્વના પુત્રો છીએ.

જી. સં. ૧૦૩

## જીવનધર્મ

ખરેખર ધાર્મિકતા એ જીવનવ્યાપી વસ્તુ છે. માણસની એકે પ્રવૃત્તિ એવી નથી કે જે ધર્મના ક્ષેત્રમાં ન આવી શકે. જ્યારે લોકો કહે છે કે "ધર્મે જ્યાં ત્યાં માથું ન મારવું જોઈએ; રાજ્યપ્રકરણ, સંસારસુધારો, આર્થિક પ્રવૃત્તિ, રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચેના સંબંધ એવી એવી વસ્તુઓમાં ધર્મ દખલગીરી કરે એ બરાબર નથી; ધર્મ પોતાને ઠેકાણે શોભે." ત્યારે તેઓ ધર્મનો બહુ જ સંકુચિત અર્થ કરે છે, અથવા તેઓ પૂરેપૂરા નાસ્તિક હોય છે. જીવનના દરેક અંગપ્રત્યંગમાં ધાર્મિકતા વ્યાપેલી હોય તો જ જીવન સંપૂર્ણ ગણાય. ધાર્મિકતા વગર વિકાસ અશક્ય છે, શાંતિ અશક્ય છે અને પ્રસન્નતા પણ અશક્ય છે. જી. વિ. ૩૪૫

## ધર્મ એ જ કેળવણી

જે દિવસે કેળવણી સાચી થશે—સોળે કળાએ પ્રકાશશે, તે દિવસે ધાર્મિક કેળવણી આપવાનું કામ અત્યંત સહેલું થશે. સાચું જોતાં ધર્મ અને કેળવણી વચ્ચે ભેદ છે જ નહિ. ઉચ્ચ આદર્શને અનુસરીને પ્રજાનું-વ્યક્તિનું તેમ જ સમાજનું-જીવન કેળવવા માટે જ ધર્મો પ્રવર્તેલા છે. કેળવણી પણ એ જ કરવા માગે છે. જીવનધર્મનો પ્રચાર કરવાની પદ્ધતિ તેનું નામ કેળવણી. દરેક ધર્મકાર કેળવણીકાર હોવો જોઈએ. જેટલે દરજ્જે એ ન હોય તેટલે દરજ્જે એના ધર્મની ઊણપ. ધર્મકારો જો કેળવણીનું શાસ્ત્ર બરાબર જાણત તો ધર્મનો વિકાસ સીધો થાત, સુંદર થાત, અને ધર્મ ધર્મ વચ્ચે ઝઘડા ન જાગત.

જી. વિ. ૩૪૫

## ચારિત્ર્ય અને ધર્મ

ચારિત્ર્યનો આગ્રહ ધાર્મિક જીવનમાંથી જ જન્મે છે અને ધાર્મિક જીવનથી જ એ ટકી શકે છે. ધર્મની ઊંડી ભાવના, અખંડ ઉદ્યોગ, જીવનની પ્રસન્નતા અને મન ચકડોળે ચઢી શકે એવા એકાંતનો અભાવ એ જ વિદ્યાર્થીઓ માટે ચારિત્ર્ય દૃઢ કરવાની સાધન ચતુષ્ટયી છે. જી. વિ. ૫૮૯

કેટલીક સંસ્થાઓ ઈશ્વરે જ નિર્માણ કરી છે. આપણું શરીર એક અદ્‌ભૂત સંસ્થા છે. આપણી લાગણીઓ બીજી સંસ્થા. કુટુંબ એ મર્ત્ય લોકની મોટામાં મોટી અમર સંસ્થા છે. અને માનવસમાજ— હરીફાઈ, કાવતરાં, ખૂન અને લડાઈઓ કરનાર માનવસમાજ એ પણ ઈશ્વરની માયા જેટલી જ ગૂઢ અને વિરાટ સહકારી સંસ્થા છે. જ્યારે માણસ આ સંસ્થાઓને બરાબર ચલાવી શકતો નથી અથવા એમની મારફતે પોતાના મનોરથ સાધી શકતો નથી ત્યારે તે અનેક કૃત્રિમ સંસ્થાઓ ઊભી કરે છે. માણસની સંસ્થાઓ ગમે તેટલી સુંદર હોય તોયે તે એકાંગી અને અદૂર દૃષ્ટિ જ રહેવાની. જહાજ ડૂબતું હોય ત્યારે બધાંનો વિચાર છોડી દઈ જેમ થોડાક લોકો હોડી પાણીમાં ઉતારી જહાજથી જુદા પડે છે, અથવા રેલ્વે સ્ટેશનની ટિકિટબારી આગળની ભીડથી અકળાઈ 'ખાનગી વ્યવસ્થા'થી ઝટ ટિકિટ મેળવવાની કેટલાક લોકો પેરવી કરે છે, તેના જેવી જ માનવી સંસ્થાઓની સ્થિતિ હોય છે. શ્રીકૃષ્ણે પણ દ્વારકા ડૂબતી વખતે નારદ અને ઉદ્ધવ જેવા ભક્તોને દ્વારકા બહાર કાઢ્યા હતા.

આવી જ રીતે માણસને ભવસાગરમાં બચાવવા માટે ધર્મ એ એક સંસ્થા યોજેલી છે. ધર્મ એ કરેલી સનાતન સંસ્થા ઈશ્વરે પેદા કરેલી છે, પણ એનો વહીવટ માણસના હાથમાં સોંપેલો છે...છેલ્લાં પંચવાર્ષિક યુદ્ધમાં લક્ષાવધિ લોકોનો સંહાર કર્યા પછી પણ જેમ યુદ્ધમાન રાષ્ટ્રો પોતે શા માટે લડતાં હતાં એ નક્કી ન કરી શક્યાં, તેમ મનુષ્ય જાતિની આટલી ઉંમરે પણ ધર્મનું સ્વરૂપ શું છે એ આપણે ચોક્કસ કરી શકતા નથી. સુખની વ્યાખ્યાઓ જેમ વ્યક્તિ અને પરિસ્થિતિ પરત્વે ભિન્ન ભિન્ન હોય છે તેમ ધર્મના સ્વરૂપના વિષે પણ છે. અનેક રીતે ધર્મનું રહસ્ય લક્ષણબદ્ધ કરીએ તોયે કાંઈક રહી જ જવાનું છે. અને છતાં એ ધર્મનો લોભ છોડાતો નથી. જી. વિ. ૩૮૨

~ ~ ~

જીવવું એ કાંઈ રમત વાત નથી. એ મોટામાં મોટો પુરુષાર્થ છે, એને માટે વૃત્તિઓ શુદ્ધ અને સ્થિર-દૃઢ હોવી જોઈએ.

જી. વિ. ૩૫૩

## આત્મિક શક્તિ

જ્યાં સુધી આત્મા અને તેની શક્તિઓ સુપ્ત હોય છે ત્યાં સુધી જ જડ સૃષ્ટિના, આઘાત પ્રત્યાઘાતના નિયમનું સામ્રાજ્ય ટકેલું હોય. આત્મિક શક્તિ એકવાર જાગ્રત થઈ એટલે જીવનનો આખો સવાલ એક જુદી સ્વતંત્ર ભૂમિકા ઉપર પહોંચે છે. ત્યાં જડ સૃષ્ટિના સ્થૂલ નિયમો અસર કરી શકતા નથી. આજના લોકો એ શક્તિ વિષે મોટે ભાગે અશ્રદ્ધાળુ હોય છે. આત્મિકશક્તિ કેળવવાનું શાસ્ત્ર પણ આજના જમાનાએ છોડી દીધું છે. ભૌતિક શક્તિ અને બુદ્ધિને નામે ઓળખાતી માનસિક શક્તિના ખેડાણમાં મનુષ્ય સમાજ એટલો બધો રચ્યોપચ્યો રહે છે કે હૃદયવાસી ભૂતનાથ અને મનોનાથની શક્તિનું એને સ્મરણ પણ રહ્યું નથી. અને ડાહ્યા ગણાતા માણસો તો એમ જ માની બેઠા છે કે આ ભૌતિક તેમ જ અને બૌદ્ધિક શક્તિનો ચરમ વિકાસ કર્યા પહેલાં આત્મિક શક્તિ કેળવાય જ નહિ. આજના જમાનાની એ ભારે ભૂલ છે. આત્મિક શક્તિ આટલી પરતંત્ર નથી. એનું સ્વતંત્ર ખેડાણ થઈ શકે છે અને એ સ્વતંત્રપણે પોતાનો ચમત્કાર બતાવી શકે છે. એ આત્મિક–શક્તિ એકવાર ખીલ્યા પછી જો ભૌતિક શક્તિ અને બૌદ્ધિક શક્તિની વિશિષ્ટ કાર્ય માટે એને જરૂર જણાય તો આત્મવાન માણસને તેમ કરતાં મુશ્કેલી નથી પડતી. કેમકે તમામ શક્તિઓનું ઉગમ સ્થાન જ આત્મશક્તિ છે. એની અલ્પસ્વલ્પ માત્રાથી જ બાકીની શક્તિઓનું ઉપજીવન થાય છે.

પ્રસ્થાન માસિકમાંથી

## મંદિર

મંદિર એ હિંદુધર્મનું–વ્યાપક હિંદુધર્મનું બાહ્ય શરીર છે. તેમાં હિંદુ લોકોનું સાહિત્ય, સંગીત, શિલ્પ, સ્થાપત્ય વગેરે સર્વ જાતનું રચના કૌશલ્ય એકત્રિત થાય છે. આખો સમાજ ત્યાં ભેગો થઈ તે પોતાના જીવનમાં ઉતારે છે.

જી. સં. ૭૫

## નામસ્મરણ

ખરું જોતાં નામ લેવાથી એમાં રસ ઉત્પન્ન નથી થતો, પણ સાચી ભક્તિને લીધે જો જીવનમાં અને સાધનામાં રસ જામ્યો હોય તો નામ-સંકીર્તનથી એ વ્યક્ત થાય છે. ભક્તિને ન અપાય એવી ઉપમા આપવાની જો ધૃષ્ટતા કરીએ તો કહી શકાય કે નામસ્મરણમાં એક જબરજસ્ત કેફ છે. જેણે એ અનુભવ્યો છે તે નામ છોડી ન શકે. દરેક જાતના આનંદ મેળવ્યા પછી માણસથી જેમ બે-અખત્યાર બોલી જવાય છે, અહાહા, વાહ શી ધન્યતા ! એવી જ રીતે જીવનરહસ્યનું ઉત્તમ અંગ જાણ્યા પછી અને ઈશ્વરી તત્ત્વનું પાવિત્ર્ય, માંગલ્ય, કારુણ્ય અને સાતત્ય સમજ્યા પછી શબ્દોનો વિસ્તાર અસહ્ય થઈ જાય છે. વિવિધતા વિરામ પામે છે. અને એકધારો આનંદપ્રવાહ વહેવા લાગે છે. આવી એક ધન્ય પળે, બીજું કશું નહિ સૂઝવાથી, ઉપનિષદ્‌માં એક ઋષિ ગાવા લાગ્યા—'હાઽઽઽવુ, હાઽઽઽવુ.' સગુણની ઉપાસના કરનારે લોકોએ એ જ ગરજ સારવા માટે ભગવાનનું નામ પસંદ કર્યું. એમણે જોઈ લીધું કે જીવનની શુદ્ર વાસનાઓ અને અપૂર્ણતાઓની સામે થવાથી તે દૂર થતી નથી, ઊલટું વિરોધી ધ્યાનથી એમની જડ જામે જ છે. એના કરતાં એ બધી વસ્તુઓ ભૂલી નખાય એવો કોઈ અલૌકિક રસ જમાવી શકાય તો જ હૃદય પવિત્ર થાય. વિષ્ણુ, વિશાળ, વિભુ, ભૂમા એવું તત્વ પ્રગટ થયું કે મર્યાદિત, પરિમિત, સંકુચિત અલ્પ એવા તત્ત્વો એની મેળે તિરસ્કૃત થાય છે. રાતનું અંધારું સૂપડું ભરી ભરીને કાઢી નાખવાનું નથી હોતું; પ્રકાશ આણ્યો એટલે અંધારાને હોવાપણું જ નથી રહેતું. આ માનસશાસ્ત્ર જેમણે જાણ્યું તેમણે નામસ્મરણ ઉપર વધારેમાં વધારે ભાર મૂક્યો છે. આકરી સાધનાઓ અને એમાંથી ઊપજતી વિકૃતિઓ અનુભવ્યા પછી સિદ્ધ પુરુષોએ નામસિદ્ધિ ઉપર ભાર મૂક્યો છે. અને સત્સંગથી જ આ સિદ્ધ થઈ શકે છે, એમ કહી એની સાધના પૂરી કરી છે. મોક્ષ જો ભોળા કરોડો લોકો માટે હોય તો તે સત્સંગ, સેવા, દયા અને નામસ્મરણ મારફતે જ મેળવી શકાય છે. - જી. ભા ૪૨૦

દરેક માણસે પોતાનાં જીવન, શ્રવણ અને ચિંતનમાંથી જ પોતાનો ધર્મ ઉપજાવી કે તારવી કાઢવો રહ્યો.

# સત્ય

: ૧ :

બાળક જન્મે છે ત્યારે મા સાથે સંબંધ બાંધીને જ અવતરે છે. તેને માની ઓળખાણ કરાવવાની નથી રહેતી. બાકીની દુનિયાની ઓળખાણ તેને પાછળથી ધીરે ધીરે થાય છે. તે જ પ્રમાણે સત્ય માણસને સહજ છે. બાકીના સિદ્ધાંતો તેણે કેળવણીથી સાધવાના રહે છે.

દાખલા તરીકે અહિંસાને માણસે પ્રયત્નથી સાધવી રહી. ક્રોધને પ્રયત્નથી મારવો રહ્યો. પરંતુ સત્ય જોવાની રુચિ અને સત્ય બોલવાનો સ્વભાવ એ તેને કુદરતી અથવા સ્વાભાવિક જ હોય છે. જૂઠાપણાનું ધૂર્તપણું તો તેને કેળવવું પડે છે. નાનાં છોકરાંઓ પોતાના અથવા ઘરના સ્વાર્થને ન ઓળખતાં જ્યારે સાચું બોલી બેસે છે, ત્યારે આસપાસનાં મોટેરાં ડાહ્યા માણસો તેમને હસે છે. સમાજનું હાસ્ય માણસને મરણથીયે વધારે દુઃખ આપનારું થાય છે. તે હાસ્યની બીકથી તે સત્યનો દ્રોહ કરતાં શીખે છે. અને પછી ધીરે ધીરે બધાં જ કપટ તેનામાં ઘૂસી જાય છે.

માણસ જો એવો નિશ્ચય કરે કે બધા જ પ્રસંગોમાં હું સાચું બોલીશ અને સાચથી જ વર્તીશ તો કેટલાંયે અપરાધોમાંથી અને કેટલાંયે અધઃપતનમાંથી તે આપોઆપ બચી જશે.

ગી. ધ. ૯૮

: ૨ :

સત્ય વિના સમાજ એક ક્ષણને માટે પણ ટકી નહી શકે. દુનિયામાં જ્યાં જઈએ ત્યાં અસત્યનો અનુભવ થયા કરે છે. એટલે આપણે ચિડાઈએ છીએ. પણ આપણે જો બરાબર ધ્યાનથી જોઈશું તો જણાશે કે આપણી આ દુનિયામાં પણ અસત્ય કરતાં સત્યનું જ પ્રમાણ વધારે છે. સત્યથી જ પૃથ્વી ધારણ થાય છે. સત્યથી જ વહેવાર ચાલે છે. જે લોકોને આપણે છેક લુચ્ચામાં કાઢી નાંખીએ છીએ તેમને પણ ઘણી વખત સાચને જ અનુસરીને વર્તવું પડે છે. સત્યની ઢાલ પાછળ જ તેમને પોતાનું અસત્ય સંતાડવું પડે છે.

જે માણસ જૂઠું બોલે છે તે બધાં જ ગુના એકીસાથે કરે છે, એવો મનુસ્મૃતિનો અભિપ્રાય છે. ઉપનિષદોમાં પ્રાણ અને ઇંદ્રિયો વચ્ચે અહં શ્રેયસ નો એટલે કે હું મોટો, હું મોટો એવો ઝગડો જાગ્યો તેનું વર્ણન છે. બધી ઇંદ્રિયોએ વારાફરતી શરીરનો ત્યાગ કરી જોયો, પણ શરીરનો નાશ તો ન થયો. પ્રાણે જવાની કેવળ તૈયારી કરી એટલામાં જ શરીર અને બધી ઇંદ્રિયો આકુળવ્યાકુળ થઈ ગઈ. અને તેમણે પ્રાણનું જ્યેષ્ઠત્વ તેમ જ શ્રેષ્ઠત્વ સ્વીકાર્યું. સર્વ સદ્‌ગુણોમાં સત્ય એ પ્રાણને સ્થાને છે. એક સત્ય જો ટકશે તો બાકીના બધા સદ્‌ગુણો ગમે ત્યાં ચરવા નીકળી ગયા હશે તોયે પાછા ફરશે જ. પણ જો એક સત્ય ગયું તો બાકીના બધા સદ્‌ગુણો નિષ્પ્રાણ થઈ ગયા સમજવા.

## પંચમહાપાતક

શાસ્ત્રોમાં અનેક જાતનાં પાપો વર્ણવેલાં છે. જૂઠું બોલવું, હિંસા કરવી, ચોરી કરવી વગેરે અનેક પાપો છે જ. પણ પાપોનો એક બીજો પ્રકાર છે, જેનો નામોચ્ચાર અને નિષેધ થવાની જરૂર છે. સામાન્ય પાપો કરતાં આ પાપો ઓછાં ભયંકર નથી.

ભયભીત દશામાં રહેવું, અન્યાય સહન કરવો, પડોશી પર થતો અન્યાય મૂંગે મોઢે જોયા કરવો, આળસમાં આયુષ્ય વિતાડવું અને અજ્ઞાન દશા દૂર કરવાનો પ્રયત્ન ન કરવો—આ પણ પંચમહાપાતક છે. આમાં પોતાના આત્મા પ્રત્યે દ્રોહ છે. દુનિયામાં જ્યાં જ્યાં અન્યાય થાય છે ત્યાં ત્યાં જુલમ ગુજારનાર પોતે તો પાપી હોય જ છે, પણ જુલમ સહન કરનાર પણ ઓછું પાપ નથી કરતો. જે માણસ દુર્બળપણે કે બીકણ થઈ બીજાઓને જુલમ કરવાના મોહમાં નાંખે છે તે સમાજનો ઓછો દ્રોહ નથી કરતો. યાત્રાના સંઘમાં જે લોકો સૌથી ધીમે ચાલતા હોય તેમની ગતિએ જ સંઘને ચાલવું પડે છે. નબળા લોકો સંઘની ગતિને રોકે છે. તે જ પ્રમાણે જે લોકો મનુષ્યની જીવનયાત્રામાં પોચા અને બીકણ હોય છે તે પણ મનુષ્યની પ્રગતિ રોકે છે. યાત્રામાં આપણે જેમ નબળાઓનો સંગાથ પસંદ નથી કરતા તેમ ઉન્નતિને પંથે ચાલનાર જાતિઓ નબળા અને અન્યાયસહિષ્ણુ લોકોને પસંદ કરતી નથી.

જી. સં. ૧૫૨

# સંતોષ

નરકને રસ્તે એટલે કે અધઃપાતને રસ્તે જવાના ગીતાએ ત્રણ દરવાજા બતાવ્યા છે. કામ, ક્રોધ, અને લોભ. સામાજિક સંગઠનને માટે અત્યંત જરૂરી એવી આત્મશક્તિને આ ત્રણે દોષો દબાવી દે છે.

આજે દુનિયામાં જ્યાં જુઓ ત્યાં લોભ વધતો દેખાય છે. લોભને લીધે પરસ્પર મત્સર, દ્વેષ અને ભય ત્રણે વધે છે. આ લોભના અભાવને જ સંતોષ કહે છે. અકર્મણ્યતા, આલસ્ય અને નિરુત્સાહને ઢાંકવા માટે કેટલાક લોકો 'સંતોષ'ની ઢાલ આગળ કરે છે. સંતોષનો એ ખોટો અર્થ છે 'અલોભ'ના જ અર્થમાં સંતોષ શબ્દ વાપરવો જોઈએ.

જે લોકો પુરુષાર્થવિહીન હોય છે, તેજસ્વિતાને ખોઈ બેઠા હોય છે અને જીવનયાત્રામાં પરાસ્ત થયા છે તે જો સંતોષની વાત કરે તો કોઈને પણ વિશ્વાસ નહીં થાય કે સંતોષ કોઈ સદ્‌ગુણ છે.

પુરુષાર્થ, ઉત્સાહ અને પ્રયત્ન વિના તો આખું જીવન જ નિઃસાર થઈ જશે. એથી ઊલટું, બધા પુરુષાર્થની સાથે જો સંતોષની માત્રા નહીં હોય તો જીવન સફલ નહીં થાય. ઈર્ષ્યા, અસૂયા દ્વારા જે ઉત્સાહ અને પુરુષાર્થ પ્રકટ થાય છે તે હીન છે. એનાથી સાચો ઉત્કર્ષ નથી થતો.

* * *

જેટલું મને પચે તેટલું જ હું ખાઉં, જેટલા દ્રવ્યની મને તુરત આવશ્યકતા છે અથવા જેટલા ધનનો હું સદુપયોગ કરી શકું છું એટલું જ ધન હું કમાઉં; કોઈનો પણ દ્રોહ કર્યા વગર અને પોતાની શક્તિ ક્ષીણ થયા વગર જેટલું સુખ મને મળે તેટલું જ સુખ હું લઉં એ બધાં સંતોષનાં લક્ષણ છે. સંતોષ બીજાઓની સાથે હોડમાં ઊતરતો નથી. બીજાનો ઉત્કર્ષ જોઈને ઈર્ષ્યા કરતો નથી; એવા સંતોષ સાથે મુદિતા અને પ્રસન્નતા ભેગાં આવવાના જ.

આવા જ કોઈ સંતોષ-પરાયણ ઋષિએ કહ્યું છે :—

"आत्मोत्कर्षं न मार्गेत परेषां परिनिंदया ।
स्वगुणैरेव मार्गेत विप्रकर्षं पृथक् जनात् ॥

મંગલ પ્રભાત : માર્ચ ૧૯૫૫

## નિંદા

દુનિયામાં ચાર માણસો ભેગા થાય છે ત્યારે તેઓ શી શી વાતો કરે છે એ જો બરાબર તપાસીએ તો માનવસમાજ આટલો ખખડી ગયેલો અને દુઃખી કેમ છે તેનું કારણ આપોઆપ સમજાઈ જશે. બીજાની નિંદા કે કૂથલી કરવાની તક ન મળે તો માણસને ઘણી વાર એમ થઈ જાય છે કે આપણું કશું જ વ્યક્તિત્વ રહ્યું નથી. જીવન છેક અલૂણું ને ફિક્કું થઈ ગયું છે. જગતમાં વધારે ને વધારે લોકો કાળે કરીને સજ્જન થતાં જશે એ વિશ્વાસ અને આદર્શ આપણને અશક્ય લાગે છે, અને તે શક્ય છે એવું પુરવાર થયા પછી માણસને હરખ થશે જ એવી ખાતરી આપી નહીં શકાય. બીજો કોઈ અજ્ઞાન નહિ રહે તો પછી મારા જ્ઞાનની મોટાઈ મારે કોની આગળ મારવી ?

દુનિયામાં દુર્જનતા જ ન રહે તો મારામાં રહેલી ભલાઈ પોતાની સરસાઈનું સમાધાન ક્યાંથી મેળવશે ? અને ઘણાં લોકો કરતાં હું સારો છું એવું આડકતરી રીતે જાતે જ જાહેર કરવાની તક મને બીજી કેવી રીતે મળવાની હતી ? બીજા કોઈની પેટ ભરીને નિંદા કરવી એ પોતાને જ મોઢે પોતાનાં વખાણ ગાવાની એક સફાઈદાર અને ચાલાકીભરી તરકીબ છે. પૈશુન એ વાતચીતમાં ભેળવવાનો એક તમતમતો મસાલો જ છે. દુર્ગુણોની નિંદાથી આપણે સામાજિક નીતિમત્તાનું રક્ષણ કરીએ છીએ એમ ઘણીવાર કહેવાય છે. એ સાચું હોય તો આ એક મોટો પરોપકાર જ ગણવો જોઈએ ! આવડું મોટું સામાજિક કાર્ય પાર પાડવા માટે આપણે આપણી પોતાની જ નીતિમત્તાનો ભોગ નથી આપતા શું ? ગી. ધ. ૫૭

## કામોપભોગ

કામાચારમાં જીવહિંસા છે. એ વસ્તુ જૈનશાસ્ત્રોમાં જે ઢબે સમજાવી છે તે કરતાં વિશેષ વ્યાપક અર્થમાં પણ સાચી છે. વિષયસેવન વખતે માણસો પોતાના ચૈતન્ય સ્વરૂપને જડરૂપ આપે છે. એ એક મહાન આત્મહત્યા છે જ. પણ એની સાથે જે સંતાનોત્પત્તિ છે તેમાં પણ મરવા માટે જ જીવોને જન્મ આપવામાં હિંસા રહેલી છે. કોઈને જન્મ આપવો અને મરણ આપવું એમાં તત્વતઃ ભેદ નથી જ. જી. ભા. ૨૭૦

છેલ્લી કોટિએ પહોંચેલું દર્શનશાસ્ત્ર આપણને અદ્વૈતવાદની ગમે તેટલી વાતો સમજાવે તોયે શરીર અને આત્મા, જડ અને ચેતન એ ભેદ વ્યવહારમાં સ્પષ્ટ છે. આ બન્ને વસ્તુઓ પરસ્પર વિભિન્ન છે. એમનાં ગુણધર્મો જ જુદાં છે. છતાં એ બેનો સંયોગ થવાથી જ આપણે દેહધારી થયા છીએ. આમાં શરીરને જ આત્મા માનવાની ભૂલ આપણે આખો જન્મારો કરતા આવ્યા છીએ. આત્મા શરીરના કેદખાનામાં સપડાયો છે, એ કેદખાનાને જ પોતાનું ઘર અથવા પોતાનું સ્વરૂપ માનીને બેઠો છે અને એ ભ્રમણાને લીધે અનંત દુઃખોનો તે અધિકારી થઈ જાય છે. આ શરીરની ગુલામગીરી એ આત્માને માટે ભારેમાં ભારે આપત્તિ છે. દેહથી તદ્દન ભિન્ન હોવા છતાં 'દેહ એ જ પોતે છે' એવી ભ્રમણા આત્માએ સ્વીકારી એમાંથી જ બધાં દુઃખોની શરૂઆત છે. આત્મા આ શરીર મારફતે શરીરના ભોગો ભોગવે છે અને તેટલે દરજ્જે મલિન થાય છે. એ અનુભવની વાત છે. તેથી જ આત્મા કેવો છે અને અનાત્મા કેવો છે એનો વિવેક અથવા ભેદ બરાબર જાણવો એ મોક્ષનું પ્રથમ પગથિયું છે. અનાત્માને ઓળખીને એને વશ કર્યા પછી જ આત્માનો સાક્ષાત્કાર થઈ શકે છે.

તમામ જાતનો સંયમ એ એની સાધના છે. માણસ જેમ જેમ સંયમ વધારતો જાય છે તેમ તેમ અનાત્મા સાથેનો એનો સંબંધ ઓછો થતો થાય છે અને તે પ્રમાણમાં આત્માનું દર્શન પણ વધારે ને વધારે શુદ્ધ થતું જાય છે. આત્મા શરીરમાં સપડાયો છે એટલે શરીર માગે તે બધા ભોગોને માટે ભ્રમથી કે લાચારીથી આત્મા પોતાની સંમતિ આપી દે છે. એ સંમતિ એણે પાછી ખેંચી લીધી એટલે એ મુક્ત થયો. સંયમથી જ એ થઈ શકે છે.

એ સંયમનું વધારેમાં વધારે અસરકારક સાધન છે બ્રહ્મચર્ય.

જી. ભા. ૩૬૬

એકલાં પુસ્તકો વાંચવાથી ધાર્મિકતા આવતી નથી. ધાર્મિકતા એ એક સાત્ત્વિક અને અંતર્મુખી વૃત્તિ છે. જી. વિ. ૩૫૩

# સાચી સંપત્તિ

સાચી સંપત્તિ એ તો માણુસની શારીરિક અને માંનસિક તંદુરસ્તી એ જ છે. શારીરિક અને માનસિક બળ તેમ જ કુશળતા એ ખરી સંપત્તિ છે. અધ્યાત્મની દૃષ્ટિએ વિચારીએ તો સંકલ્પશક્તિ અને શ્રદ્ધા એ સર્વોત્તમ સંપત્તિ છે.

પણ વ્યવહારમાં સંપત્તિનો આવો અર્થ નથી થતો. જે વસ્તુઓની આપલે, એટલે કે લેવડદેવડ થઈ શકે છે તે જ સંપત્તિ એમ નક્કી કર્યું છે.

આ અર્થ સ્વીકારીએ તોયે આ બાબતમાં ઘણો ગોટાળો પ્રવર્તે છે. માણસ સીધો વિચાર કરી જુએ તો ખોરાક, કપડાં, રહેવાનું ઘર, ખેડવાની જમીન અને વપરાશની તમામ વસ્તુઓ એ જ સંપત્તિ છે. બાકી કશાને સંપત્તિ એ નામ અપાય જ નહિ. એમાંય ખોરાક એ જ સંપત્તિનો મુખ્ય ભાગ છે.

ઈશ્વરની કૃપાથી ખોરાક દીર્ઘકાળ સુધી ટકી શકે એવી વસ્તુ નથી. સંગ્રહી રાખેલું અનાજ સડી જાય છે માટે જેટલું પેદા થાય છે તે બધું એક અથવા બીજાએ ખાઈ નાંખે જ છૂટકો. ખોરાકનો જો અમર્યાદ અને નિરંતર સંગ્રહ થઈ શકતો હોય તો સંપત્તિનો સંગ્રહ શક્ય ગણાય.

હવે પૈસો એ કંઈ સાચી સંપત્તિ નથી. એ તો સંપત્તિનું પ્રતીક છે. જેમ એક હુંડી અથવા પાવતી એ પૈસાનું પ્રતીક છે તેમજ પૈસો એ સાચી સંપત્તિનું પ્રતીક છે. જે વસ્તુ સંપત્તિ નથી તેનો સંગ્રહ કરવાથી સંપત્તિનો સંગ્રહ થાય છે એમ કેમ મનાય? કોઈ સભામાં જો સભ્યો હાજર ન રહે અને દરેક જણ પોતાના નામનું પત્તું મોકલી દે તો તે સંસ્થા અથવા સમાજ ચાલી શકશે ખરાં? છેલ્લાં મહાયુદ્ધમાં જ્યારે આકાશમાંથી બૉંબ પડવાથી મકાનો સાથે સમાજ વ્યવસ્થા પણ પડી ભાંગી હતી ત્યારે બેંકમાં ને ઘરમાં પૈસા તેમજ હીરા, માણેક હોવા છતાં લક્ષાધીશો ભૂખે ટળવળતાં હતાં. જેમની પાસે અનાજ, ઈંડાં, ફળ અથવા શાક હતાં તે જ ધનવાંન ગણાતા. પણ આપણે પૈસાને સંપત્તિ ગણી સર્વમાન્ય

જૂઠાણું ચલાવ્યું. છે સાચું જોતાં પૈસો એટલે એક જાતનો કરજનો એકરાર છે. અથવા બીજા પાસેથી મહેનત માગવાની સત્તા છે. એ સત્તા ઈશ્વરે નિર્માણ નથી કરી, એના મૂળમાં ન્યાયબુદ્ધિ પણ નથી. સરકારની સત્તાને જોરે જ પૈસાનો વ્યવહાર ચાલી શકે છે. એક અથવા બીજી રીતે આપણા ઉપર સરકારનું રાજ્ય ચાલે છે એટલે જ પૈસામાં જોર છે. સરકારની સત્તા ન હોય ત્યારે પૈસાની કિંમત એની મેળે નષ્ઠ થઈ જશે. પછી તો નાણાંસિક્કાઓ એ બાળકોને રમવાનાં રમકડાં થઈ જશે. એ નકામી વસ્તુનો સંગ્રહ સમજુ લોકો તો નહિ જ કરે. નાણાં ન હોય, ત્યારે આજના જેવો ગરીબ અને તવંગર એવો કૃત્રિમ ભેદ નીકળી જશે. ગરીબ, તવંગર, નાના મોટા, એ ભેદ પણ નીકળી જશે. અને બધાં સુખી થશે.

ઉપરની વાત બરાબર સમજાય તો અપરિગ્રહવ્રતનું રહસ્ય સ્હેજે ધ્યાનમાં આવશે અને જો અપરિગ્રહવ્રતનો અર્થ સમજાતો હોય તો ઉપરની દલીલો સમજતાં મુશ્કેલી નહિ આવે.

જી. સં. ૬૬૧

## સફળતા અને વિફળતા

માણસને જો અખંડ અપયશ જ મળ્યા કરે તો માણસ ચીમળાઈ જાય, એનું નૈતિક જીવન હણાઈ જાય, એ આત્માનો ઇન્કાર કરી બેસે અને અંતે નાસ્તિક થઈ વિનાશને વહોરી લે.

એથી ઊલટું જો માણસને હરહંમેશ સફળતા જ પ્રાપ્ત થાય, એના પાસા નિરપવાદ રીતે સવળા જ પડવા માંડે તો એને જીવનનું સાચું દર્શન જ નહીં થાય. એનું માથું જ ફરી જાય. એનું જીવન-દર્શન સાવ છીછરું બને અને માલ વગરના વહાણની પેઠે ભટકયા કરે. ગણિતમાં હંમેશાં સહેલા જ દાખલાઓ આવે, વૈદને હંમેશ સહેલા અને સાદા રોગવાળા જ દર્દીઓ મળે. યુદ્ધમાં હંમેશ પોચા જ પ્રતિસ્પર્ધી સામા થાય તો જેમ આપણું જીવન કાચું પોચું અને નિઃસત્ત્વ થવાનું તેવી જ રીતે સોંઘી કે મોંઘી સફળતા જ હંમેશ મળ્યા કરે તો જીવન અસફળ અને અંતે નીરસ થવાનું. શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ સદ્‌ગુણો કોકવાર સંપૂર્ણ પ્રયત્ન કર્યા છતાં મળેલી અસફળતામાંથી જ

## સાચી સંપત્તિ

સાચી સંપત્તિ એ તો માણુસની શારીરિક અને માનસિક તંદુરસ્તી એ જ છે. શારીરિક અને માનસિક બળ તેમ જ કુશળતા એ ખરી સંપત્તિ છે. અધ્યાત્મની દૃષ્ટિએ વિચારીએ તો સંકલ્પશક્તિ અને શ્રદ્ધા એ સર્વોત્તમ સંપત્તિ છે.

પણ વ્યવહારમાં સંપત્તિનો આવો અર્થ નથી થતો. જે વસ્તુઓની આપલે, એટલે કે લેવડદેવડ થઈ શકે છે તે જ સંપત્તિ એમ નક્કી કર્યું છે.

આ અર્થ સ્વીકારીએ તોયે આ બાબતમાં ઘણો ગોટાળો પ્રવર્તે છે. માણસ સીધો વિચાર કરી જુએ તો ખોરાક, કપડાં, રહેવાનું ઘર, ખેડવાની જમીન અને વપરાશની તમામ વસ્તુઓ એ જ સંપત્તિ છે. બાકી કશાને સંપત્તિ એ નામ અપાય જ નહિ. એમાંય ખોરાક એ જ સંપત્તિનો મુખ્ય ભાગ છે.

ઈશ્વરની કૃપાથી ખોરાક દીર્ઘકાળ સુધી ટકી શકે એવી વસ્તુ નથી. સંગ્રહી રાખેલું અનાજ સડી જાય છે માટે જેટલું પેદા થાય છે તે બધું એક અથવા બીજાએ ખાઈ નાંખે જ છૂટકો. ખોરાકનો જો અમર્યાદ અને નિરંતર સંગ્રહ થઈ શકતો હોય તો સંપત્તિનો સંગ્રહ શક્ય ગણાય.

હવે પૈસો એ કંઈ સાચી સંપત્તિ નથી. એ તો સંપત્તિનું પ્રતીક છે. જેમ એક હુંડી અથવા પાવતી એ પૈસાનું પ્રતીક છે તેમજ પૈસો એ સાચી સંપત્તિનું પ્રતીક છે. જે વસ્તુ સંપત્તિ નથી તેનો સંગ્રહ કરવાથી સંપત્તિનો સંગ્રહ થાય છે એમ કેમ મનાય? કોઈ સભામાં જો સભ્યો હાજર ન રહે અને દરેક જણ પોતાના નામનું પત્તું મોકલી દે તો તે સંસ્થા અથવા સમાજ ચાલી શકશે ખરાં? છેલ્લાં મહાયુદ્ધમાં જ્યારે આકાશમાંથી બોંબ પડવાથી મકાનો સાથે સમાજ વ્યવસ્થા પણ પડી ભાંગી હતી ત્યારે બેંકમાં ને ઘરમાં પૈસા તેમજ હીરા, માણેક હોવા છતાં લક્ષાધીશો ભૂખે ટળવળતાં હતાં. જેમની પાસે અનાજ, ઈંડાં, ફળ અથવા શાક હતાં તે જ ધનવાન ગણાતા. પણ આપણે પૈસાને સંપત્તિ ગણી સર્વમાન્ય

જૂઠાણું ચલાવ્યું. છે સાચું જોતાં પૈસો એટલે એક જાતનો કરજનો એકરાર છે. અથવા બીજા પાસેથી મહેનત માગવાની સત્તા છે. એ સત્તા ઈશ્વરે નિર્માણ નથી કરી, એના મૂળમાં ન્યાયબુદ્ધિ પણ નથી. સરકારની સત્તાને જોરે જ પૈસાનો વ્યવહાર ચાલી શકે છે. એક અથવા બીજી રીતે આપણા ઉપર સરકારનું રાજ્ય ચાલે છે એટલે જ પૈસામાં જોર છે. સરકારની સત્તા ન હોય ત્યારે પૈસાની કિંમત એની મેળે નષ્ઠ થઈ જશે. પછી તો નાણાંસિક્કાઓ એ બાળકોને રમવાનાં રમકડાં થઈ જશે. એ નકામી વસ્તુનો સંગ્રહ સમજુ લોકો તો નહિ જ કરે. નાણાં ન હોય, ત્યારે આજના જેવો ગરીબ અને તવંગર એવો કૃત્રિમ ભેદ નીકળી જશે. ગરીબ, તવંગર, નાના મોટા, એ ભેદ પણ નીકળી જશે. અને બધાં સુખી થશે.

ઉપરની વાત બરાબર સમજાય તો અપરિગ્રહવ્રતનું રહસ્ય સહેજે ધ્યાનમાં આવશે અને જો અપરિગ્રહવ્રતનો અર્થ સમજાતો હોય તો ઉપરની દલીલો સમજતાં મુશ્કેલી નહિ આવે.

જી. સં. ૬૬૧

## સફળતા અને વિફળતા

માણસને જો અખંડ અપયશ જ મળ્યા કરે તો માણસ ચીમળાઈ જાય, એનું નૈતિક જીવન હણાઈ જાય, એ આત્માનો ઇન્કાર કરી બેસે અને અંતે નાસ્તિક થઈ વિનાશને વહોરી લે.

એથી ઊલટું જો માણસને હરહંમેશ સફળતા જ પ્રાપ્ત થાય, એના પાસા નિરપવાદ રીતે સવળા જ પડવા માંડે તો એને જીવનનું સાચું દર્શન જ નહીં થાય. એનું માથું જ ફરી જાય. એનું જીવન-દર્શન સાવ છીછરું બને અને માલ વગરના વહાણની પેઠે ભટકયા કરે. ગણિતમાં હંમેશાં સહેલા જ દાખલાઓ આવે, વૈદને હંમેશ સહેલા અને સાદા રોગવાળા જ દર્દીઓ મળે. યુદ્ધમાં હંમેશ પોચા જ પ્રતિસ્પર્ધી સામા થાય તો જેમ આપણું જીવન કાચું પોચું અને નિઃસત્ત્વ થવાનું તેવી જ રીતે સોંઘી કે મોંઘી સફળતા જ હંમેશ મળ્યા કરે તો જીવન અસફળ અને અંતે નીરસ થવાનું. શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ, સદ્‌ગુણો કોકવાર સંપૂર્ણ પ્રયત્ન કર્યા છતાં મળેલી અસફળતામાંથી જ

ખીલેલા હોય છે. માણસને કેવળ સફળતા જ મળે તો એનું જીવન વ્યર્થ થવાનું. કેવળ અસફળતા જ મળ્યા કરે તો એનું જીવન ચીમળાઈ જવાનું. બન્ને જોઈએ છે. ઉનાળો, શિયાળો, વર્ષાકાળ અને દુકાળ એ બધાંની જેમ જરૂર છે તેમ સુખ અને દુઃખ, સ્મૃતિ અને વિસ્મૃતિ, જીવન અને મરણ, સફળતા અને નિષ્ફળતા બધાં જ આવશ્યક છે. બધાં જ રસપૂર્ણ છે. એ બધાં મળીને જ જીવન જીવવા લાયક બને છે. સફળતા અને વિફળતા બંને ઈશ્વર તરફથી જ મળેલી બક્ષિસો હોય છે. એટલું જે જાણે અને સ્વીકારે તે જ છે શ્રદ્ધાધન જીવન-વીર. જી. પ્ર. ૪૧

~ ~ ~

## નિર્ભય જીવન

અભય અને બીક એ પરસ્પર વિરોધી અને સરખાજ સાર્વભૌમ જીવનતત્ત્વો છે. માણસ બીએ છે તે જીવવાની અબળખાથી; અને અભય બને છે તે પણ જીવનને કૃતાર્થ કરવા માટે. માણસ બીકને વશ થાય તો એનું આખું જીવન એક રંગ પકડે. અને બીક ઉપર જો એ વિજય મેળવે તો એનું જીવન બીજો જ રંગ લે છે. બીક અને અભય એ બંને જીવન માટેના બે નોખા નોખા પાયા છે. જે સ્વભાવે નિર્ભય નથી તે અચૂક આસુરી સંપત્તિમાં જઈને પડવાનો, ભોગૈશ્વર્યની ઉપાસના કરવાનો અને ડગલે ને પગલે આત્માનો ઇન્કાર કરવાનો. માણસ ભારે શક્તિશાળી હોય અને છતાં નિર્ભય ન હોય એમ બને. અંગ્રેજો અને જર્મનો શું ઓછા બહાદુર છે? પણ પોતે નિર્ભય નથી એટલે ત્રાસ વર્તાવી સામા પક્ષને ભયભીત દશામાં મૂકવામાં માને છે.

જે સ્વભાવે નિર્ભય છે તે જ બધાને અભયદાન આપી શકે. નિર્ભય માણસ કોઈના ઉપર સહેજે અવિશ્વાસ ન કરે. જ્યારે બીકણ માણસ ભાગ્યે જ કોઈના ઉપર વિશ્વાસ રાખે છે. જે માણસ નિર્ભય છે તેને જીવનમાં સ્નેહ મળે જ છે એમ નથી; પણ એનું જીવન ક્ષણે ક્ષણે કૃતાર્થ થાય છે. નિર્ભયતાને કારણે એ પીડાય તોયે ધૂપ બળીને સુવાસ ફેલાય એવી રીતે એના જીવનમાંથી સુવાસ ફેલાય છે. જી. પ્ર. ૭૬

આપણા જેવા નાના માણસોને ઈશ્વરે બહુ મોટો દેશ આપ્યો છે! પોતાની સંકુચિતતાને કારણે એના નાના ટુકડાઓ બનાવીને જ આપણે પોતાને સુરક્ષિત માની રહ્યા છીએ; અને રાષ્ટ્રહિતને તિલાંજલિ આપી કેટલીયે નાની રાષ્ટ્રવિરોધી વાતોને 'સેફગાર્ડ' કરવા, સુરક્ષિત બનાવવા માગીએ છીએ. આપણે લોકોએ ચારે તરફ એટલા બધા 'સેફગાર્ડ' ઊભા કરી મૂકયા છે, કે એમાંથી જ રાષ્ટ્રનો પ્રાણ રૂંધાઈ રહ્યો છે. એને 'સેફગાર્ડ' કોણ કહેશે!

જી. ભા. ૭૫૨

વિવિધતા એ સૃષ્ટિનો મૂલમંત્ર છે. એક જ સંસ્કૃતિનો પ્રસાર આખા જગતમાં થાય એવી ઇતિહાસ-વિધાતાની ઇચ્છા નથી દેખાતી. વિવિધતાને વિષે એકતાને પ્રસ્થાપિત કરવી એમાં જ પ્રભુનો આનંદ રહેલો દેખાય છે.

જી. સં. ૫.

## આપણી આધ્યાત્મિક સંસ્કૃતિ

આપણે આળસુ છીએ, જડ છીએ, પરાવલંબી આયતારામ છીએ તેથી પશ્ચિમમાં થયેલા વિજ્ઞાનના વિસ્તાર ઉપર નભવા માગીએ છીએ જે દિવસે આપણે આપણી આધ્યાત્મિક સંસ્કૃતિનો સંદેશો સમજીશુ અને એ ખીલવવાનો પ્રયત્ન કરીશું, તે દિવસે આપણું વિજ્ઞાન સાવ સ્વતંત્ર અને નવા પાયા પર રચાયેલું હશે. એમાં કુદરત ઉપર વિજય મેળવી દરેક વસ્તુમાંથી લાભ ઉઠાવવાની વૃત્તિ ન હોય. પણ પરમાત્માના આદ્ય અવતારરૂપી આ સૃષ્ટિની ઉપાસના કરી એ પરમાત્માનાં જ સ્વરૂપ એવાં સર્વ પ્રાણીઓની સેવા કરવાનો ઉદ્દેશ હશે; એમાં કુશળતાથી યંત્રો અને ઉપકરણો તૈયાર કરવાને બદલે સૌથી પ્રથમ આપણી વૃત્તિઓ અને શક્તિઓ સ્વચ્છ અને પ્રસન્ન કરવાનો પ્રયત્ન હશે અને એ પ્રસાદ દ્વારા જ સર્વ જ્ઞાન મળવાનું છે એટલી આપણી શ્રદ્ધા હશે. એ જ વાત ઉપનિષદ્‌ના ઋષિઓએ કહી છે.

हृदये ह्येव सत्यं प्रतिष्ठितं भवति ।

જી. વિ. ૬૩

~ ~ ~

## આપણી ખામી

આપણો દેશ સંસ્કારી હોવા છતાં અને ઉજ્જ્વળ ઇતિહાસના આપણે વારસ હોવા છતાં આજે આપણે અનેક રીતે પછાત પડયા છીએ. સંસ્કારિતામાં કે ધર્મબુદ્ધિમાં આપણે પછાત છીએ એમ નહિ; પણ જીવન વ્યવસ્થિત કરવાની બાબતમાં અને પ્રજાકીય માનસ સંગઠિત કરવાની બાબતમાં આપણે કાંઈક પછાત, અને શિથિલ છીએ. એ દોષ દૂર નહિ થાય ત્યાં સુધી બળવાન અને પ્રતિભાશાળી પ્રજા તરીકે આપણે દીપી શકવાના નથી. સોનું છે પણ એને ઘાટ નથી, ઓપ નથી, તેથી પિત્તળ અને કાંસા આગળ પણ તે હાર ખાય છે, અને રોલ્ડગોલ્ડનું દાસત્વ સ્વીકારે છે.

ત્યારે આ ઘાટ અને ઓપ શાથી આવે? પ્રયત્ન અને પુરુષાર્થથી જ એ શકય છે. કેળવણીદ્વારા જ આપણે આધુનિકતા અને યોગ્યતા પ્રાપ્ત કરવાના છીએ.

જી. વિ. ૭૭

## વિવિધતામાં એકતા

હિન્દુસ્તાનનો ઇતિહાસ તપાસીએ તો આપણે જોઈ શકીએ છીએ કે આપણી પ્રજા અનેક રીતે બાહોશ હોવા છતાં દુનિયાના અન્ય ભાગો વિષે ગાફેલ રહીને હંમેશાં હાર ખાતી આવી છે. દરેક દેશની શક્તિ અને વૃત્તિ કેવી છે તેનો આપણને ખ્યાલ નથી. દુનિયાના વેપારના પ્રવાહો કઈ દિશામાં વહે છે અને કેવડા મોટા છે એનો ખ્યાલ સરખો પણ આપણને નથી. એ વિષેની દીર્ઘદૃષ્ટિ ઉત્સાહપૂર્વક અને પ્રયત્નપૂર્વક ખીલવવાની જરૂર છે. પણ તેમાં આપણી સ્વતંત્ર રાષ્ટ્રીય દૃષ્ટિ હોય ત્યારે જ તે કામની. વેપાર-પ્રધાન દેશ ભૂગોળની ભાળ એક રીતે રાખે, કૃષિ-પ્રધાન બીજી રીતે.

હિન્દુસ્તાન આગળનો મુખ્ય સવાલ જાતિ જાતિ વચ્ચેનો સંબંધ એ છે. ભિન્ન સંસ્કૃતિ, ભિન્ન રહેણીકરણી, ભિન્ન ભાષા, ભિન્ન ધર્મ વગેરે અનેક ભિન્નતા હોવાં છતાં કઈ શરતે માણસ એકત્ર રહી શકે અને ભાઈચારો કેળવી શકે એ આપણે ખોળવાનું રહ્યું.

આંતર-રાષ્ટ્રીય સમાજશાસ્ત્ર એ દુનિયાનું અત્યંત વિશાળ પણ અણખેડાયેલુ શાસ્ત્ર છે. તે ખીલવવાનું કામ આપણે ભાગે આવેલું છે. મધ્ય આફ્રિકામાં વસતી જાતિઓ લો અથવા પ્રશાંત મહાસાગરમાં આવેલાં અસંખ્ય બેટોમાંની જાતિઓ લો. તેમની રહેણી, તેમના ધર્મ, તેમના વિચારો વગેરેનું આપણે પ્રામાણિક અને બને તો પ્રત્યક્ષ જ્ઞાન મેળવવું જોઈએ. આપણી ભારતીય દૃષ્ટિએ ભૂગોળનું નિરીક્ષણ કોઈએ કર્યું નથી. એ હવે થવું જોઈએ. જી. વિ. ૪૧

## સ્વાંગ જેવા

આપણે ત્યાં પોશાકમાં ઘણો સંયમ દાખલ કરવાની જરૂર છે. વૈરાગીઓ અને વૈષ્ણવ સાધુઓ જે રૂપ કાઢે છે અને શરીર ઉપર જાતજાતની છાપો મારે છે તે મૂળમાં ભલે ભક્તિની નિશાની ગણાઈ હોય પણ આજે તો સ્વાંગ જેવા દેખાય છે. અને સરકસના વિદુષક જેવો એ પોશાક અને એ મુદ્રાઓ કેટલાક તો આજીવિકાના સાધન તરીકે જ ધારણ કરે છે. અને પછી પરદેશથી આવેલા મુલાકાતીઓ એવાઓના ફોટા લઈ દુનિયા આગળ આપણી મજાક કરે છે! જી. આ. ૩૩૧

# ભારતીય સંસ્કૃતિ

ભારતીય સંસ્કૃતિ બહુ પ્રાચીન હોઈ તેણે સમાજહિતનો વિચાર બહુ ઊંડે ઊતરીને કરેલો છે. એ સંસ્કૃતિ કાળની કસોટી પર ટકાઉ અને સમર્થ નીવડી છે. દીર્ઘ જીવનને સારુ જે જે વસ્તુઓ આવશ્યક છે તે બધી એને વખતોવખત મળતી રહી છે, અને તેથી જ અત્યંત જૂની હોવા છતાં એ સંસ્કૃતિ જીર્ણ થઈ નથી.

ભારતીય સંસ્કૃતિની એક શ્રદ્ધા એ છે કે જે તત્ત્વો સાચેસાચ સારાં છે તે ગમે તેટલાં ભેગા થાય તો પણ પરસ્પર વિઘાતક નીવડતાં નથી. માત્ર એ તત્ત્વોને ભેગાં કેમ કરવાં તેની કળા આપણને આવડવી જોઈએ. આ સર્વ વિશ્વ એકરૂપ છે; એમાંની સારી વસ્તુઓનો, પરસ્પર પ્રેમ અને સંપ બેસવો જ જોઈએ. અને અનુકૂળ તથા સ્થાયી મેળ બેઠા પછી તેમાંથી આત્મ–સાક્ષાત્કાર કરાવનારું સમૃદ્ધ સંગીત–જીવનસંગીત નીકળવું જ જોઈએ. આ શ્રદ્ધા ભારતીય સંસ્કૃતિની વિશેષતા છે, પ્રાણ છે.

અને એ જ કારણે ભારતીય સંસ્કૃતિમાં યુદ્ધ, જીવનકલહ, વેર અથવા દ્રોહ જેવા અસામાજીક તત્વોને પ્રતિષ્ઠાનું સ્થાન નથી. મનુષ્યસ્વભાવમાં જે અનેક દોષો છે, જે મહાન રિપુઓ છે તેમના પ્રાદુર્ભાવથી દુનિયામાં યુદ્ધો ભલે થાઓ, પરંતુ યુદ્ધને જીવન-વ્યવસ્થાના એક આવશ્યક અથવા આધ્યાત્મિક અંગ તરીકે ભારતીય સંસ્કૃતિએ કદી સ્વીકાર્યું નથી. જી. સં. ૩૪૪

# મૃત્યુની મધુરતા

મૃત્યુ પણ એક સુંદર વસ્તુ છે. એની પણ એક લહેજત છે. ધૂપ અથવા કપૂર જેમ બળીને, સમાપ્ત થઈને જ સુગંધ ફેલાવે છે, તેવી જ રીતે સજ્જનોના મૃત્યુએ પણ પ્રસન્ન, મંગલ અને મધુર સુવાસ પોતાની પાછળ મૂકતાં જવું જોઈએ. સંગીતનો લય જેમ મધુર હોય છે અને પોતાની પાછળ આનંદદાયી સ્મૃતિ મૂકતો જાય છે તેમ આપણે જીવનના લયને પણ સંગીતમય, આનંદમય અને પરમ શાંતિયુક્ત બનાવી શકીએ છીએ. મૃત્યુ માનવી સંસ્કૃતિનું આવશ્યક અંગ છે. જીવન-લંપટ સંસ્કૃતિ અધૂરી સંસ્કૃતિ છે. મરણ તો જીવનની કૃતાર્થતા છે એવું સમજનારી સંસ્કૃતિની હવે શરૂઆત થવી જોઈએ. મંગલ પ્રભાત : ૧૯૫૬

# સંયમમાં સંસ્કૃતિ

સંયમ એ જ સંસ્કૃતિનું મૂળ છે. નબળાઈના, વિલાસિતાના અથવા અનુકરણના વાતાવરણમાં કોઈ કાળે સંસ્કૃતિનો ઉદ્‌ભવ થતો નથી અને વિકાસ પણ થતો નથી. પચીસ વર્ષ સુધી દૃઢ બ્રહ્મચર્ય રાખનારની પ્રજા જેમ સુદૃઢ હોય છે, તેમ સંયમને અંગે નિર્માણ થયેલી સંસ્કૃતિ પ્રભાવશાળી અને દીર્ઘજીવી હોય છે.

ઋષિઓએ તપ અને બ્રહ્મચર્ય દ્વારા મૃત્યુ ઉપર વિજય મેળવી એક અમર સંસ્કૃતિને જન્મ આપ્યો. બુદ્ધકાલીન ભિક્ષુઓની અને ભિક્ષુણીઓની તપશ્ચર્યાના સામાજીક પરિણામે અશોકના સામ્રાજ્યનો અને આર્ય સંસ્કૃતિનો વિસ્તાર થવા પામ્યો. શંકરાચાર્યની તપશ્ચર્યાથી હિંદુ ધર્મનું સંસ્કરણ થયું. મહાવીર સ્વામીના તપ વડે જ અહિંસાધર્મ ફેલાયો, સાદું અને સંયમી જીવન ગાળીને જ શીખ ગુરુઓએ પંજાબમાં જાગૃતિ આણી. ત્યાગના ભગવા નિશાન નીચે જ સાદા ખડતલ મરાઠાઓએ સ્વરાજ્ય સ્થાપ્યું. બંગાળના ચૈતન્ય મહાપ્રભુ મુખશુદ્ધિને માટે વધારાની હરડે પણ રાખતા નહિ, તેમાંથી જ બંગાળાની વૈષ્ણવ સંસ્કૃતિ વિકાસ પામી. સંયમમાં જ નવી નવી સંસ્કૃતિઓ ઉત્પન્ન કરવાનું સામર્થ્ય છે. સાહિત્ય, સ્થાપત્ય, સંગીત, કળા અને વિવિધ ધર્મવિધિઓ સંયમની પાછળ પાછળ આવે છે. સંયમ પ્રથમ પ્રથમ તો કર્કશ અને નીરસ લાગે છે, પણ તેમાંથી જ સંસ્કૃતિનાં મધુર ફળો આપણને ચાખવાને મળે છે.

જેઓ કળા તરફ પક્ષપાત બતાવી સંયમને ઉતારી પાડવા માગે છે તેઓ કળાને ભ્રષ્ટ કરે છે અને સંસ્કૃતિની જડ ઉપર જ કુહાડી મારે છે. જી. સં. ૩૫૧

❦ ❦ ❦

ભોગ સાથે જ રોગના બીજ વવાય છે. માત્ર એની અસર તરત જણાતી નથી. તેથી લોકો ભ્રમમાં પડે છે કે અધર્મથી માણસનું નુકસાન થાય જ છે એમ નથી, ઊલટી સરસ મોજ ચાલે છે; ધર્મ તો બીકણ માટે છે.

લાંબે ગાળે જ વાત ગળે ઊતરે છે કે સાચું સુખ સંયમમાં જ છે.
જી. સં. ૧૬

# પ્રવાસ વર્ણન

પ્રવાસી જેમ જેમ મુસાફરી કરતો જાય તેમ તેમ તે કુનેહ કેળવતો જાય છે. પ્રવાસી ધીરજ અને ઉદારતા કેળવે છે તેથી તે અંતે સારામાં સારો સમાજશાસ્ત્રી બને છે. પ્રવાસ એટલે અગવડો વેઠવાની બાદશાહી ઢબ. મુસાફરીમાં અગવડો આવવાથી માણસને એમ નથી થતું કે આપણા દારિદ્રનું એ એક પ્રતીક છે. એને થાય છે કે સૂઝશક્તિ કેળવવાની એક તક આપણને મળી છે.

હિ. પ્ર. ૯

એક રીતે જોતાં પ્રવાસ એ વ્યક્તિત્વના વિકાસનું સાધન છે; જ્યારે બીજી રીતે જોતાં એ દેશભક્તિનો એક અનુભવ-તરબોળ પ્રકાર છે. જેટલો દેશ આપણે જોયો તપાસ્યો પોતાનો કર્યો તેટલા દેશ પ્રત્યે આપણી વિશિષ્ટ લાગણી કેળવાય છે, એની સાથે આત્મીયતા બંધાય છે, એને વિષે અભિમાન અથવા ભક્તિ પેદા થાય છે, આપણે એના ભક્ત બની જઈએ છીએ. કોઈપણ પ્રાંતની મુસાફરી કરી આવ્યા પછી અખબારોમાં વંચાતા ત્યાંના સમાચારો પ્રત્યે આપણી કેટલી બધી આસ્થા બંધાય છે!

હિ. પ્ર. ૯

## આકાશ દર્શન

કુદરતનું એકે દર્શન એવું નથી કે જેમાં મને રસ ન પડતો હોય. કેટલાક લોકો અંધારાથી ડરે છે; કેટલાક અંધારું જોઈ વિરસ થઈ જાય છે. જાણે અંધારું એટલે ગ્લાનિ, અંધારું એટલે પોલાણ, અંધારું એટલે આનંદનું દેવાળું; પણ ખરું જોતાં આનંદને વિહાર કરવા જો પૂરેપૂરો અવકાશ ક્યાંયે હોય તો આકાશના અંધારામાં જ. જો વધારેમાં વધારે અંતર્મુખ થવું હોય તો અંધારામાં જ થવાય.

પણ એ કાવ્ય નિહાળવાની અને મન પર એની અસર થવા દેવાની નવરાશ જ માણસ પાસે હોતી નથી. માણસને એનો રોજ-રોજનો નીરસ વ્યવહાર એટલો બધો વહાલો લાગે છે કે એની આગળ ગમે તેટલી ઉચ્ચ અને ઉદાત્ત વસ્તુ જતી કરવા એ તૈયાર થાય છે!

જી. આ. ૩

## તારાઓનું સખ્ય

સંગીત સાંભળવામાં જે આનંદ છે, બુદ્ધિબળ અજમાવવામાં જે એકાગ્રતા કેળવાય છે, મોટી નવલકથાનું અટપટું કથાનક જાળવવામાં જે તલ્લીનતા અનુભવાય છે તે બધું તારા નિરીક્ષણમાં આપણને સહેજે મળે છે. આંખોને માટે એના કરતાં વધારે પૌષ્ટિક ખોરાક નથી. થોડાક તારાઓને પણ જે ઓળખી ન શકે તે માણસ સંસ્કારી નથી.

જી. આ. ૧૨૪

એ વ્યાખ્યા જો બરાબર હોય કે 'જેમાં ઓછું દેખાય છે તે અંધારું અને વધારે દેખાય છે તે પ્રકાશ;' તો દહાડે ધોળું અંધારું હોય છે; કેમ કે દિવસે આપણે ફક્ત એક પૃથ્વી અને એક સૂર્ય એમ બે જ જોઈ શકીએ છીએ. એથી ઊલટું રાત્રે જ્યારે કાળો પ્રકાશ ફેલાય છે ત્યારે તો અનંત સૂરજવાળી ઈશ્વરની સૃષ્ટિ પ્રકટ થાય છે અને વિશ્વ કેટલું અગણિત, વિશાળ છે એનો કંઈક ખ્યાલ આવે છે.

જી. આ. ૮૧

## લોકમાતા

નદીને જો કોઈ ઉપમા છાજે તો તે માતાની જ છે. નદીને કાંઠે રહીએ એટલે દુકાળની બીક તો રહે જ નહીં. મેઘરાજા દગો દે ત્યારે નદીમાતા આપણો પાક પકવે. નદીનો કાંઠો એટલે શુદ્ધ અને શીતળ હવા. નદીને કાંઠે કાંઠે ફરવા જઈએ એટલે કુદરતના માતૃવાત્સલ્યના અખંડ પ્રવાહોનું દર્શન થાય છે. નદી મોટી હોય અને એનો પ્રવાહ ધીરગંભીર હોય ત્યારે તો કાંઠા પર રહેનારા લોકોની જાહોજલાલી એ નદીને જ આભારી હોય છે. સાચે જ નદી જનસમાજની માતા છે. નદીકાંઠાના શહેરમાં શેરીએ શેરીએ આપણે ફરતા હોઈએ અને એકાદ ખૂણા તરફથી નદીનું દર્શન થાય છે ત્યારે આપણને કેટલો આનંદ થાય છે! શહેરનું મેલું વાતાવરણ ક્યાં અને નદીનું પ્રસન્ન દર્શન ક્યાં? તરત જ ફેર જણાઈ આવે છે. નદી ઈશ્વર નથી પણ ઈશ્વરનું સ્મરણ કરાવનાર દેવતા છે. જો ગુરુને વંદન ઘટે છે તો નદીને પણ વંદન કરવું ઘટે છે.

લોકમાતા ૮૬

~ ~ ~

## સનાતન સવાલ

નદી જોતાંવેંત વિચાર આવે છે, 'આ આવે છે ક્યાંથી અને જાય છે ક્યાં સુધી?' એ વિચાર અને સવાલ સનાતન છે. નદીને આદિ અને અંતો હોવા જ જોઈએ. નદીને જેટલી વાર જોઈએ તેટલી વાર એ સવાલ મનમાં ઊઠે જ છે; અને એ સવાલ જેમ જેમ પાકટ થતો જાય છે તેમ તેમ વધારે ગંભીર, કાવ્યમય અને ગૂઢ બનતો જાય છે. આખરે મન રહેતું નથી, પગ થોભી શકતા નથી. મન એકાગ્ર થાય છે અને પગ ચાલવા લાગે છે. આદિ અને અંત શોધવા એ સનાતન શોધ જાણે નદી પાસેથી આપણને મળે છે. અને તેથી જ આપણે જીવન પ્રવાહને પણ નદીની જ ઉપમા આપતા આવ્યા છીએ.

અ. ન. ૭

~ ~ ~

નદીનો પ્રવાસ એ પૃથ્વીના ગોળાનો આકાશમાં ચાલતા સનાતન પ્રવાહ જેટલો જ શાંત અને આલ્હાદક હોય છે.

જેણે ભારતવર્ષનાં અનેક કુળનો સંહાર અનેક વાર જોયો છે એ યમુનાને પારિજાતના ફૂલસમી તાજબીબીનું અવસાન કેટલું મર્મભેદી થવાનું હતું? છતાં પ્રેમસમ્રાટ શાહજહાંનાં થીજેલાં આંસુઓનું પ્રતિબિંબ પાડતા રહેવાનું એણે સ્વીકાર્યું છે.

ભારતીય કાળમાં પ્રખ્યાત થયેલી વૈદિક નદી ચર્મણ્યવતીનો કર-ભાર લઈ યમુના જ્યાં આગળ વધે છે ત્યાં મધ્યયુગીન ઇતિહાસની ઝાંખી કરાવતી નાનીશી સિંધુ નદી આવીને ખડી થાય છે.

હવે યમુનાને ઉતાવળ થઈ છે. આટઆટલા દિવસ થયાં ગંગાનું દર્શન નથી. કહેવાની વાતો પેટમાં માતી નથી. પૂછવાના સવાલ પાર વિનાના ભેગા થયા છે. કાનપુર કાલ્પી બહુ દૂર નથી. અહીં ગંગાની ભાળ કાને પડી. એ આનંદથી મોઢામાં કાલ્પીની સાકર નાંખી યમુના જે દોડી તે પ્રયાગ-રાજમાં ગંગાના ગળામાં બાઝી પડી. શો બન્નેનો ઉન્માદ! મળ્યાં તોયે જાણે એમને સાચું ન લાગે કે આપણે મળ્યાં છીએ. ભારતવર્ષના એકેએક સાધુસંત એ પ્રેમસંગમ જોવા ભેગા થયા છે. પણ બહેનોને એનું ભાન નથી. આંગણે અક્ષયવટ ઊભો છે એની એમને પરવા નથી. વૃદ્ધ અકબર છાવણી નાખીને પડ્યો છે એને પૂછે જ કોણ? અને અશોકનો શિલાસ્તંભ આણીને ત્યાં ઊભો કરો તોયે શું? બહેનો એ તરફ નજર નાંખવાની હતી?

લો. મા. ૯૨

## નદીસમુદ્રનો સંગમ

બે નદીના સંગમ કરતાં નદીસમુદ્રનો સંગમ વધારે કાવ્યમય હોય છે. બે નદીઓના સંગમનો આનંદ ગૂઢ-શાંત હોય છે, જ્યારે સાગરસરિતા એકબીજાને મળે છે ત્યારે બંનેમાં ચોખ્ખો ઉન્માદ દેખાઈ આવે છે. અને એ ઉન્માદનો કેફ આપણને અચૂક ચડે જ છે. નદીનાં પાણી શાંત આગ્રહથી સમુદ્ર ભણી ધસતાં જાય છે. જ્યારે કોઈ કાળે પોતાની મર્યાદા ન છોડવા માટે પંકાયલા સમુદ્રનાં પાણી ચંદ્રમાની ઉશ્કેરણી પ્રમાણે ઘડીકમાં નદીને મારગ કરી આપે છે અને ઘડીકમાં સામાં થાય છે; નદી અને સાગરનો જ્યારે સામસામો સત્યાગ્રહ ચાલે છે ત્યારે અનેક જાતનાં દૃશ્યો જોવાને મળે છે. લો. મા. ૧૩

## ગંગામૈયા

પ્રયાગ પછી ગંગા કુલવધૂની પેઠે ગંભીર અને સૌભાગ્યવતી દેખાય છે. હવે પછી એને મોટી મોટી નદીઓ મળતી જાય છે. યમુનાનાં જળ મથુરાવૃંદાવનથી શ્રીકૃષ્ણનાં સ્મરણાં અર્પે છે, જ્યારે અયોધ્યાથી આવતી સરયૂ આદર્શ રાજા રામચંદ્રના પ્રતાપી પણ કરુણ જીવનનાં સંભારણાં લાવે છે. દક્ષિણ તરફથી આવતી ચંબલ રંતિદેવના યજ્ઞયાગની વાતો કરે છે, જ્યારે મહાન કોલાહલ કરતો શોણભદ્ર ગજગ્રાહના દારુણ યુદ્ધની ઝાંખી કરાવે છે. આવી રીતે પુષ્ટ થયેલી ગંગા પાટલિપુત્ર પાસે મગધ સામ્રાજ્ય જેવી વિસ્તીર્ણ થઈ જાય છે. તો પણ ગંડકી પોતાનો અમૂલ્ય કારભાર લઈ આવતાં અચકાઈ તો નથી જ. જનક અને અશોકની, બુદ્ધ અને મહાવીરની પ્રાચીન ભૂમિમાંથી આગળ વધતાં ગંગા હવે ક્યાં જવું તેના જાણે વિચારમાં પડી જાય છે. આવડો પ્રચંડ વારિરાશિ પોતાના અમોઘ વેગથી પૂર્વ તરફ ધસતો હોય તેને દક્ષિણ તરફ વાળવો એ શું સહેલી વાત છે? છતાં તે તેમ વળ્યો છે. બે સમ્રાટો અથવા બે જગદ્‌ગુરુઓ જેમ એકાએક એકબીજાને મળતા નથી. તેમ ગંગા અને બ્રહ્મપુત્રાનું થયેલું દેખાય છે. બ્રહ્મપુત્રા હિમાલયની પેલી પારનું બધું પાણી લઈને આસામમાંથી પશ્ચિમ તરફ આવે છે અને ગંગા આ બાજુથી પૂર્વ તરફ જાય છે. એમનો સામસામે મેળાપ કેમ થાય? કોણ કોને પ્રથમ નમે અથવા કોણ કોને મારગ આપે. આખરે બન્નેએ નક્કી કર્યું કે બન્નેએ દાક્ષિણ્ય કેળવી સરિત્પતિનાં દર્શને જવું અને ભક્તિ-નમ્ર થઈ, જતાં જતાં, રસ્તામાં બને તેમ એકબીજાને મળી લેવું!

લો. મા. ૮૮

~ ~ ~

આખી સૃષ્ટિ એ જ પ્રભુનો પ્રથમ અવતાર છે, એનું ધ્યાન ધરવાથી પ્રભુનો મહિમા સુભગ રીતે સમજાય છે.

જી. સં. ૬૮૦

~ ~ ~

મંદિરો, મસ્જીદો, તળાવો વગેરે ઉપરથી આખા સમાજની સંસ્કૃતિ કેવી છે તે જણાઈ આવે છે. જી. આ ૨૮૧

આજ અને આવતી કાલ વચ્ચે સમયનું અંતર નથી પણ પ્રયત્નનું અંતર છે, શ્રદ્ધાનું અંતર છે. વાવણી વગર લણણીની મોસમ ન આવે, તેમ આજના પ્રયત્ન વગર આપણી આવતી કાલ ઊગે નહિ.

જોઈએ છે શ્રદ્ધા, જોઈએ છે દિવ્ય ભવિષ્યકાળ જોવાની દૃષ્ટિ, જોઈએ છે ભૂતકાળના નિરાશ અનુભવ તરફ આંધળાપણું અને બેદરકારી. ઈશ્વરભક્તિ, આત્મનિષ્ઠા; અને પવિત્રતાની યાદ વગર આ વસ્તુઓ આવવાની નથી.

જગન્માતાની પ્રાર્થના કરી આ ત્રણે વસ્તુ મેળવવાનો આપણે પ્રયત્ન કરીએ.

જી. સં. ૧૫૪

આજની સંસ્કૃતિ કૌશલપ્રધાન છે. જ્ઞાનનું ક્ષેત્ર વધારવું, તે દ્વારા કૌશલ મેળવવું, સત્તા હાથ કરવી, તે ટકાવવી, વધારવી અને અંતે અમર્યાદ ભોગ ભોગવવા એ જ એની ઝંખના દેખાય છે. જ્યારે જ્ઞાન પૂરેપૂરું વધશે, એની સાથે અને એને અંગે હૃદયનો વિકાસ થશે, કૌશલ પરોપકારી થશે, સત્તા સેવામાં વપરાશે, અને સાર્વત્રિક ઉત્કર્ષથી અદેખાઈને બદલે પ્રસન્નતા અનુભવાશે ત્યારે નવી સંસ્કૃતિ પ્રવર્તશે. ૭. સં. ૧૩

# જયંતી

ઈશ્વરની સૃષ્ટિમાં અસંખ્ય માણસો જન્મે છે. તે બધાની જય આપણે નથી ઊજવતા. જેમના જીવનરહસ્યનો આપણા હૃદયમાં ઉ થયો હોય તેમની જ જયંતી આપણે ઊજવીએ છીએ. કરોડો લોકે જીવન તો આવેલો દિવસ જેમ તેમ કરીને પૂરો કરવામાં જ વીતે માણસને હેરાન કરનાર, તેને પામર બનાવનાર જે અસંખ્ય શત્રુ છે તેમની સામે ઝૂઝનારાઓની સંખ્યા ઘણી અલ્પ હોય છે. શત્રુ ગમે તેમ કરીને ટાળવો અથવા નામર્દાઈથી તેની સાથે માંડવ કરવી અને યુદ્ધની તકલીફમાંથી બચી જવું એ જ સામાન્ય લોકો ક્રમ હોય છે. પણ આ રીતે શત્રુ ટળતો નથી. તે તો ફરી ફરી સા ઊભો થાય જ છે, અને દરેક વખતે માંડવાળની કિંમત વધારે ને વધ માગતો જાય છે. એ કિંમત કેવળ પૈસાની નથી હોતી; એ કિં તો પ્રાણ, તેજસ્વિતા અને સ્વતંત્રતાની હોય છે. દરેક માણસમા ત્રણે વસ્તુની ચાહના તો હોય જ છે; પણ શિરને સાટે તેજસ્વિ અને સ્વતંત્રતા જાળવવાનો કે મેળવવાનો પ્રાણ જેની અંદર હોય તે વીર પુરુષ કહેવાય — તેની જ જયંતી ઊજવાય.

મનુષ્યજાતિના શત્રુ પર જેણે વિજય મેળવ્યો છે તેની જયં આપણે ખાસ ઊજવીએ છીએ.

* * *

મીંદડીનું બચ્ચું કહે છે, 'મારી મા આવજો અને મને ઉપાડ સુરક્ષિત સ્થળે મૂકજો.' પક્ષીઓનાં બચ્ચાં કહે છે, 'અમારી મા અમ પોતાની પાંખો ફફડાવી બતાવે તો અમે પણ તેમ જ કરીએ' આ એ વૃત્તિઓવાળાની બે જાતની જયંતીઓ થાય છે.

કા. લે.

~ ~ ~

કુટુંબ એ જ એક ઈશ્વરકૃત મહાન અને સનાતન સંસ્થા એનો કુલધર્મ એ અત્યંત ગંભીર વસ્તુ છે. એનું સંસ્કરણ કરા એનો વિકાસ કરાય; એનો ઉચ્છેદ તો ન જ કરાય. અર્જુને પ પરંપરાથી સાંભળેલું કે કુલધર્મનો ઉચ્છેદ જે કરે છે તને મ નરકવાસ જ નિર્માયેલો છે.

જી. સં. ર

## હૃદયધર્મની દીક્ષા

હું બ્રાહ્મણ છું, સંસ્કૃત સાહિત્ય અને ધર્મશાસ્ત્ર ભણ્યો છું. તેથી કહું છું કે જો ગરીબોને માટે આપણા હૃદયમાં પ્રેમ નહિ હોય તો આપણે બ્રાહ્મણ નથી, હિંદુ નથી. તમે બુદ્ધિની તાલીમ લેતા હશો. તેની મને કશી કિંમત નથી. તમારા હૃદયમાં પરિવર્તન થયું હોય તો જ તમે શિક્ષિત છો. ધર્મ કે પ્રતિષ્ઠાને નામે ગરીબોને દૂર રાખશો તો સાચું સ્વરાજ કદી થવાનું નથી.

ભારતવર્ષમાં ગરીબોની જેટલી દુર્દશા છે તેટલી બીજે ક્યાંયે નથી. તેમને ખાવાનું પૂરું નથી મળતું; કેળવણી નથી મળતી એ તો છે જ; પણ તેમની પ્રત્યે આપણે આદર કે પ્રેમ નથી બતાવતા, ગરીબોનાં દુઃખ અને અપમાન જોઈને હું નથી જોતો બ્રાહ્મણોની આંખમાં આંસુ અને નથી બ્રાહ્મણેતરોની આંખમાં. હૃદય સાચું હોય તો લોહીના આંસુ નીકળવાં જોઈએ. તમે વધારેઓછું ભણો એની ચિંતા નથી, પણ તમારે હૃદયધર્મની દીક્ષા લેવી જોઈએ. સ્વરાજનો અર્થ જ ગરીબોનો ઉદ્ધાર છે. કેવળ એક ગરીબોની સેવા જ તમારું વ્રત થાઓ. ગરીબોની વચ્ચે ગરીબોના જેવા થઈને રહીએ. તેમની સેવા માટે સર્વ પ્રકારનાં કષ્ઠ વેઠીએ. તેમની સેવાની દીક્ષા લઈએ. માત્ર ગાંધીજીની જય બોલાવ્યે કશું નહિ થાય. આપણે ગાંધીરાજ્ય નથી ઇચ્છતા. કોઈ કહે છે કે ગાંધીજી અવતારી પુરુષ છે, પરમાત્મા છે. હું કહું છું કે તેઓ તમારા જેવા જ માણસ છે. એ પરમાત્મા છે તો તમે પણ પરમાત્મા છો.

ગાંધીજીની શ્રેષ્ઠતા એમાં છે કે તેઓ ગરીબોને માટે મરવા તૈયાર છે. તેમ કરવામાં આપણને કોણે મના કરી છે?

દેશના ઉદ્ધારની વાત તમારી સામે નહિ તો કોની સામે કરું? ભારતવર્ષના ઉદ્ધાર માટે અફગાનિસ્થાન કે બલુચિસ્તાનના લોકો થોડા જ લાવવાના છીએ? તમારી શક્તિથી યથાશક્તિથી જ લડવાનું છે, તમે સાંભળો કે નહિ સાંભળો તોયે તમારી પાસે આવીશું. તમે દેશસેવા કરશો તો રાજી થશું, નહિ કરો તોયે તમને વીનવવા તમારા દરવાજે હાજર રહીશું.

જી. સ. ૫૬૦

ધર્મ એ વસ્તુ પ્રવાહી છે; જમાના પ્રમાણે તેનો આકાર અને સ્વાદ પણ બદલાય છે.

જી. સં. ૧૮૮

આ પવિત્ર મંદિરમાં ભવિષ્યની પ્રજાને હું વંદન કરું છું, અને સાથે સાથે તે પ્રજાને દોરનાર તે પ્રજાનો આત્મા, તે પ્રજાના પ્રદીપ એવા ઈશ્વરી પુરુષને પણ હું વંદન કરું છું. તે આવતી કાલનો પુરુષ છે. તેનું વર્ણન કેમ થઈ શકે? તેનો પૂરતો ખ્યાલ પણ કેમ કરી શકાય? તે આપણાથી પર છે. પણ તેથી તેનો ઇન્કાર કેમ કરી શકાય? દરેક જમાનાએ તેની રાહ જોઈ છે, દરેક જાતિએ તેની આશા રાખી છે, બધા ધર્મ-સંસ્થાપકોએ અને પયગંબરોએ તેની આગાહી કરી છે. અને બધા સૈકાઓએ તેને માટે તૈયારીઓ કરી છે. ના, હાલનો માણસ, આજનો માણસ એ પૃથ્વીનો શ્રેષ્ઠ પુત્ર નથી. આધુનિક માણસ, સુશિક્ષિત માણસ, હિંસ્ત્ર રાષ્ટ્રોમાં રહેતા માણસ, મહાયુદ્ધમાં ભાગ લેનાર માણસ, એ પરમેશ્વરનો પાટવીકુમાર નથી, તે પુરુષશ્રેષ્ઠ નથી, તે પુરુષ વ્યાઘ્ર હતો અથવા વ્યાઘ્ર પુરુષ હશે. સૃષ્ટિએ અત્યાર સુધીની પોતાની પ્રસવવેદના એને માટે ખમી નથી.

આવતી કાલનો માણસ, તે પુરુષશ્રેષ્ઠ હજી પ્રગટ થયો નથી. પણ તે આવવાનો છે કેમ કે આખી દુનિયા તેની રાહ જુએ છે ધરતી ધ્રૂજે છે. દુનિયામાં જે ઊથલપાથલ થાય છે તે તેના આગમનની તૈયારી છે....

તે ભવિષ્યનો પુરુષ આપણા જેવો નથી, આપણી કલ્પના પ્રમાણે પણ નથી. આજનો માણસ ગુલામ છે, ભવિષ્યનો પુરુષ મુક્ત હશે. આજનો માણસ દુર્બળ છે તેથી તે પશુબળની ઇચ્છા રાખે છે. તે કૃપણ છે, તેથી ધનની લાલચ રાખે છે. આવતી કાલનો પુરુષ તે દેવી પુરુષ. નિઃશસ્ત્ર હોવા છતાં સમર્થ હશે અને અકિંચન હોવા છતાં સમૃદ્ધ હશે. તે કશું મેળવવા ન જાય કેમ કે બધું તેનું જ છે. તે શક્તિ કે અધિકારની પાછળ ન પડે કેમ કે તે સર્વશક્તિમાન હશે. આજનો માણસ વિજ્ઞાન ઉપર વિશ્વાસ રાખે છે કેમ કે તે અજ્ઞાની છે. ભવિષ્યનો માણસ સ્વયંપ્રજ્ઞ હશે. તેને જ્ઞાનનો સાક્ષાત્કાર થયેલો હશે. આજનો માણસ દુન્યવી કાયદાઓ અને નિયમોનું પાલન કરીને પોતાને શુદ્ધ માને છે. આવતી કાલનો દિવ્ય પુરુષ બાહ્ય બંધનથી મુક્ત હશે. આજના માણસની ધાર્મિકતા કોઈ પણ એક ધર્મ માનવામાં સમાયેલી છે. બધા ધર્મો ભિન્નભિન્ન રસ્તાઓ ખેડે છે. શિખર ઉપર રસ્તો

ક્યાંથી હોય? ભવિષ્યના માણસનો અમુક ધર્મ ન હોય અથવા તો બધા ધર્મ એના જ છે કેમ કે તેણે ઈશ્વરનો સાક્ષાત્કાર કરેલો હશે. બધા ધર્મનું રહસ્ય એમાં સમાયેલું હશે. પ્રકાશમાં તેમ જ અંધકારમાં તેનો પ્રવેશ હશે. જેમ પૃથ્વીનો તેમ જ સ્વર્ગનો પણ તે નિવાસી હશે. તે આ દુનિયાનો સ્વામી પણ હશે તેમ જ સેવક પણ હશે. આજના માણસો, તેની કલ્પના શા માટે કરો છો? તેનું વર્ણન શા માટે કરો છો? તમે જ આવતી કાલના માણસ બની જાઓ. તે તમારી પાસે જ છે પણ અદૃશ્ય છે. તમારું હૃદય ખોલીને તેને સ્થાન આપો. તે એક જ માણસમાં પ્રવેશ ન કરે, તે આખા સમાજમાં પ્રવેશ કરવા માગે છે. તે જ તમે થાઓ અને આ દુનિયા ઉપર તેનું રાજ્ય થાઓ. ૭. સં. ૪૯૩

## નવી સમાજરચના

ઘર એ ઈશ્વરનિર્મિત સનાતન સંસ્થા મનાય. એને તોલે આવે એવી એકે સંસ્થા આજ સુધીમાં આપણે ઊભી કરી શક્યા નથી. કુટુંબોને જ્યારે આપણે સંસ્કારસંપન્ન કરીશું, કૌટુંબિક આદર્શને પહોંચી વળીશું, ત્યારે જ કુટુંબ કરતાં મોટી કે વિશાળ સંસ્થા ચલાવવાની શક્તિ આપણામાં આવશે. આજે આપણે કુટુંબો ચલાવી શકતા નથી, જૂના કાળમાં કેળવેલી સ્થૂળ સંસ્કારિતા પણ ટકાવી શકતા નથી; તે કારણે છાત્રાલય જેવી સંસ્થાઓ કાઢવા બેઠા છીએ; તેથી જ બધી મુશ્કેલીઓ ઉત્પન્ન થાય છે. બાળકોને જે જન્મ દે તે જ પ્રાથમિક સંસ્કારો પણ આપે એ સ્વાભાવિક નિયમ છે. આપણો જીવન વ્યવહાર જો સંતોષમૂલક હોત તો એ આદર્શ આપણે સહેજે સાધી શક્યા હોત. દરેક માબાપ જો એમ નક્કી કરે કે ઉદરનિર્વાહ જોગું મેળવીને સંતોષ માનીશું, બાકી કમાણીનો લોભ નહિ રાખીએ, અને આમ કરીને જેટલી નવરાશ મેળવી શકાય તે બધી પોતાના સંસ્કાર સુધારવા પાછળ, એ સંસ્કારો બાળકોમાં રેડવા પાછળ અને આવશ્યક તેટલી સમાજસેવા કરવા પાછળ ગાળીશું, તો એક કેળવણીનો સવાલ જ નહિ પણ સમાજના કેટલાયે સવાલો એની મેળે ઉકેલાશે. બાળકોની સોળ વરસ સુધીની કેળવણી એમને માબાપ અને સગાંવહાલાં પાસેથી જ મળે એ જાતની સમાજવ્યવસ્થા કલ્પવી અશક્ય નથી. ૭. વિ. ૫૦૦

## પ્રાગતિક કે પરાગતિક

જ્યાં ધર્મપુરુષો અને સમાજશાસ્ત્રીઓ ભિન્ન મતના હોય છે ત્યાં પ્રગતિ કોને કહેવી, અને પરાગતિ તરીકે કોને ઓળખવી એ દુર્ઘટ બની જાય છે. છતાં કેટલાક સ્થૂળ સિદ્ધાંતો બાંધી શકાય. કેટલાક લોકોને અસત્ય, જૂઠાણું અને દંભ ફાવતા આવતા હોયે તોયે સમાજવ્યવસ્થાપકો અસત્યને પ્રધાન ધર્મ તરીકે સ્વીકારી જ ન શકે. માટે જે વ્યવસ્થા, વિચાર અથવા યોજના સત્યને બાધક હોય તેને આપણે પરાગતિ કહી શકીએ છીએ.

જેમ સત્ય વિષે તેમ જ સ્વતંત્રતા વિષે પણ છે. દરેક માણસને થાય છે કે કોઈપણ રીતે જો હું બીજા માણસ ઉપર પોતાનો અધિકાર જમાવી શકું તો એટલી મારી શક્તિ વધી. બીજાને તાબામાં રાખવા, પછી તે બાહુબળથી હોય, બુદ્ધિબળથી હોય કે દ્રવ્યબળથી હોય એ લગભગ દરેકને ગમે છે. છતાં કોઈપણ ધર્મકાર કે સમાજ વ્યવસ્થાપક એમ ન કહી શકે કે કોઈનું સ્વાતંત્ર્ય હરાવીને કે ઘટાડીને એને તાબામાં રાખવો એમાં એનું કે પોતાનુ હિત છે. પારતંત્ર્ય એ જાલિમ ને ગુલામ બંનેને માટે વખતે આપદ્ધર્મ તરીકે જરૂરી હોઈ શકે પણ એને પ્રધાન ધર્મ તરીકે કોઈ વર્ણવી ન શકે. માટે માણસનું શું કે પશુઓનું શું, સ્વાતંત્ર્ય હરાવીને એને દાસ બનાવવાની યોજના પ્રગતિ વિરોધી, અધઃપાતક છે એમ કહેવું પડશે.

જ્યારે કોઈનું સ્વાતંત્ર્ય હરાય છે ત્યારે સ્વાતંત્ર્ય હરણ કરનારને અને જેનું સ્વાતંત્ર્ય હરાય છે તેને બંનેને માટે તે સ્થિતિ અધઃપાતક હોઈ એવી સ્થિતિ પરાગતિક કહેવાય. જી. સં. ૧૯૯

## સાર્વભૌમ સંસ્થા તે કુટુંબ

માણસ જાતે અત્યંત સુંદરપણે અને સફળ રીતે ચલાવેલી કોઈ સંસ્થા હોય તો તે કુટુંબ છે. કુટુંબમાં આદર્શ જીવનનાં બધાં તત્ત્વો સમાયેલાં હોય છે, અને તેથી તેનો આધાર કોઈ એક તત્ત્વ ઉપર પૂરેપૂરો નથી હોતો. પરસ્પર સ્વાર્થ. સલામતી, શ્રમવિભાગ, સહકાર, સંભૂયસમુત્થાન, રાજત્વ, ઐશ્વર્ય, કેળવણી ઇત્યાદિ અનેક દૃષ્ટિઓ

કૌટુંબિક જીવનના મૂળમાં હોય છે; પણ કુટુંબનો છેલ્લો આધાર પ્રેમ, ઐક્ય અને એમાંથી ઉદ્ભવતી સહનશક્તિ ઉપર છે. પ્રેમનો કાયદો અને ઇન્સાફનો કાયદો એક નથી હોતા. ઇન્સાફ તો લડનાર બે પક્ષ વચ્ચે હોય છે, જ્યારે પ્રેમ બે પક્ષને એક કરવા મથે છે. મૂળમાં જ આવો મોટો ભેદ હોવાને કારણે પ્રેમનો કાયદો વ્યવહારના બધા જ કાયદાથી જુદો હોય એમાં આશ્ચર્ય નથી.

દુનિયાની મહાનમાં મહાન સંસ્થાઓએ પોતાની સ્થિતિ, પોતાની આવરદા અને પોતાની સફળતા માટે કુટુંબરૂપી સંસ્થાનું બની શકે તેટલું અનુકરણ કર્યું છે. વર્ણો ચાર હોય કે અનંત, તેમનો ઉદ્દેશ આજીવિકાનો ધંધો જન્મને ધોરણે ગોઠવી, હરીફાઈ જેવા સમાજ-દ્રોહી, સંસ્કારવિનાશી, જીવલેણ તત્ત્વની અસર ઓછી કરવાનો છે. રાજવ્યવસ્થા વંશપરંપરાગત રાખી રાજ્યશાસનમાં સ્થિરતા અને ખાનદાની આણવાનો પ્રયત્ન મનુષ્યજાતિએ અત્યાર સુધી કર્યો છે. ધર્મવ્યવસ્થામાં ગુરુશિષ્યનો સંબંધ પિતાપુત્ર જેવો ગણી ત્યા પણ પરસ્પર નિષ્ઠા અને આજીવન સંબંધ ઉત્પન્ન કરવાનો પ્રયત્ન થાય છે. જે વ્યવસ્થા ધર્મના ક્ષેત્રમાં દાખલ થઈ તે કેળવણીમાં પણ થવાની. ગોત્રપરંપરાની પેઠે જ્ઞાનપરંપરાનો વંશ નોંધવામાં આવે છે. કૌટુંબિક જીવનનો જ્યાં સંપૂર્ણ નિષેધ છે એવા રોમન કૅથલિક સંન્યાસીઓને ‘ફાધર’ એટલે પિતાશ્રી કહેવાનો રિવાજ પણ આ દૃષ્ટિએ ધ્યાન ખેંચે એવો છે. આપણી સ્મૃતિઓમાં પણ વિદ્યા આપનાર, દીક્ષા આપનાર, રોજી આપનાર અને રક્ષણ આપનારને પિતાની કોટિમાં જ મૂક્યાં છે. વિદ્યાને માતાનું નામ અપાય છે. વિદ્યાદાયી સંસ્થાને માતા તરીકે સંબોધવામાં આવે છે.

આવી રીતે માણસ પોતે ઊભી કરેલી ઘણીખરી સંસ્થાઓમાં કૌટુંબિક વાતાવરણ ઉત્પન્ન કરવાનો પ્રયત્ન કર્યો છે, કેમ કે કુટુંબમાં મનુષ્યસ્વભાવ વધારેમાં વધારે ખીલ્યો છે. અને પોતાનો વિકાસ સાધવામાં માણસ વધારેમાં વધારે ફાવ્યો હોય તો તે પણ કુટુંબમાં જ.

જી. સં. ૬૧૪

ગૃહરચનાં પરથી એક બાજુ મનોરચના અને બીજી બાજુ સમાજરચના બન્ને પારખી શકાય.

# ગરીબાઈનું ઓસડ

વિચાર કરતાં જણાશે કે સમાજવ્યાપી ગરીબાઈનું ઓસડ થોડ લોકોની સ્વેચ્છા સ્વીકૃત ગરીબાઈ છે. જ્યાં દેશમાં કરોડો લોકે ભૂખમરો વેઠે છે ત્યાં તે ભૂખમરો મટાડવા માટે હજારો જુવાનોએ સ્વેચ્છાપૂર્વક ગરીબાઈ સ્વીકારવી જોઈએ. ધાર્મિકવૃત્તિથી ગરીબાઈ ધારણ કરવી જોઈએ. અંગ્રેજી કેળવણીને લઈને આપણે આ બાબતમ બહુ જ કાયર બન્યા છીએ. માણસને જેટલો મોતનો ભય નથી એઆબરૂનો ભય નથી, ધર્મદ્રોહ કે દેશદ્રોહનો ભય નથી એટલો ભય ગરીબાઈનો લાગે છે. જે દેશમાં સ્વેચ્છાપૂર્વક ધારણ કરેલી ગરીબાઈન પ્રતિષ્ઠા સર્વોપરી હતી તે જ દેશમાં આજે કેળવાયેલો દરેક જુવાન કાયરની પેઠે ગરીબાઈથી નાસતો ફરે છે.

*　　*　　*

નવજવાનો કહે છે, 'તમારી વાત સાચી છે. પણ અમારાં બાળ બચ્ચાનું શું? જે સ્થિતિમાં રહેવાને તેઓ ટેવાયેલાં છે તે સ્થિતિમ તો તેમને રાખવાં જ જોઈએ ને? અમારા વિચારોને લીધે તેમને ખમવું પડે એ શું વ્યાજબી છે?' હા, જરૂર વ્યાજબી છે. જે તમારી દૃષ્ટિમાં તમારી સ્ત્રી અને તમારાં બાળબચ્ચાં એકલાં જ સત્ય હોય અને ભૂખમરો વેઠતા તમારા કરોડો ભાઈઓ ખાલી ભ્રમ કે માયા હોય તો વાત જુદી. આપણી ઊજળી ટેવોને લીધે અસંખ્ય ગરીબોને ભૂખે મરવું પડે એ શું વ્યાજબી છે?—એવો વિચાર તમે કેમ ન કરો? ગરીબાઈમાં દિવસ કાઢવા પડે એ બીકથી આપણામ કેટલી પામરતા આવી ગઈ છે? ડગલે ને પગલે આપણો જે તેજોવધ થાય છે તેનું કારણ આ ગરીબાઈની બીક જ છે. આપણે અન્યાય કરવા તૈયાર થઈએ છીએ, આંખ મીંચીને બીજાના અન્યાયમાં સામેલ થઈએ છીએ. અને દિવસરાત આત્માનું અપમાન કરીએ છીએ, એનું કારણ આ ગરીબાઈની બીક જ છે.

કેટલાક કહે છે આટલો સ્વાર્થત્યાગ કોઈ વિરલો મહાત્મા જ કરી શકે. સામાન્ય લોકોને માટે એ આદર્શ નથી. બાળબચ્ચાંનો વિચાર છોડવો કેમ પોસાય?'

યુદ્ધમાં જે હજારો અને લાખો સૈનિકો દેશની ખાતર લડવા જાય છે તે બધા જ કંઈ મહાત્મા નથી હોતા. તેમને પણ બાળબચ્ચાં

હોય છે. દશ કે પંદર રૂપિયા મેળવતો માણસ બાળબચ્ચાં માટે શી બચત કરી શકે? આપણે સ્ત્રીઓને અને દીકરાદીકરીઓને આશ્રિત દશામાં રાખવાં ટેવાયેલાં છીએ તેથી જ આપણને અજ્ઞાત ભવિષ્યમાં ભૂસકો મારતાં બીક લાગે છે. રોજને રોજ મહેનત કરીને રોટલો મેળવવો અને ભવિષ્યને માટે કશી ચિન્તા ન કરવી એમાં જે વીરરસ રહેલો છે તેની મીઠાશ અનુભવ વગર ન સમજાય. સલામતી એ જીવનનો સડો છે. ભવિષ્ય વિષેની સંદિગ્ધતા અને નિત્ય નૂતન યુદ્ધ એ જ જીવનનો સાર છે. એનો રસ જેને મળ્યો નથી તે અભાગિયો કહેવાય. જેનો ભવિષ્યકાળ સલામત છે તેનામાં ધાર્મિકતા હોવી બહુ જ અઘરી છે. જે સલામતી ઇચ્છે છે તે પ્રામાણિક રીતે જોતાં નાસ્તિક છે. બાળક જેમ માબાપ ઉપર વિશ્વાસ રાખી નિશ્ચિંત રહે છે તેમ વીર પુરુષે માંગલ્ય ઉપર વિશ્વાસ રાખવો જોઈએ. જ્યાં સલામતી છે ત્યાં પુરુષાર્થ નથી. ધાર્મિકતા નથી. કળા અને કાવ્ય હોવાનો સંભવ પણ ઓછો.

કા. લે. ૩૨૪

## કૌટુંબિક જીવનનો નવો આદર્શ

મનુષ્યજીવનમાં પરણવું અને લડવું એ મોટામાં મોટી પ્રવૃત્તિઓ છે. એ બે પ્રવૃત્તિઓની અસર આખા જીવન ઉપર થયા વિના રહેતી નથી. જેવી યુદ્ધનીતિ તેવી જ અંતે જીવનનીતિ થવાની છે. આપણે કૌટુંબિક કાયદાને અનુસરીને સત્યાગ્રહની યુદ્ધનીતિ શરૂ કરી છે, એટલે એની અસર આખા સામાજીક જીવન ઉપર થવાની જ. સત્યાગ્રહ હાડમાં ઊતર્યો, પ્રેમ, સહિષ્ણુતા, આપભોગ અને આત્મ-વિલોપન એ જીવનનાં પ્રધાન તત્ત્વો થયાં, એટલે કૌટુંબિક જીવન, નાગરિક જીવન, વેપાર, ઉદ્યોગ ધંધા અને કારખાનાં, કેળવણી અને કારીગરી, ધર્મતંત્ર અને રાજતંત્ર, જાતિ જાતિ વચ્ચેનો સંબંધ, રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચેનો સંબંધ એ બધામાં દિશાપલટો થવાનો જ; નવો આદર્શ અને નવી પદ્ધતિ શરૂ થવાનાં.

તેથી કૌટુંબિક જીવનમાં કયાં કયાં તત્ત્વો અને કઈ કઈ સ્થાયી શુભવૃત્તિઓ સમાયેલાં છે તે આપણે તપાસવું જોઈએ.

જી. સં. ૧૧૫

શ્રેષ્ઠ કોણ—વ્યક્તિ કે સમાજ? એની ચર્ચા યુરોપમાં ખૂબ ચાલી. વ્યક્તિઓનું વ્યક્તિત્વ એ પવિત્ર વસ્તુ છે. દરેક વ્યક્તિનું સ્વાતંત્ર્ય અને એનો પૂર્ણ વિકાસ એ જ સમાજરચનાનો અંતિમ હેતુ હોવો જોઈએ, એમ કહેનાર એક પક્ષ અને જમાનો થઈ ગયો. ત્યાર પછી એ વિચારથી કંટાળી લોકોએ બીજો છેડો પકડ્યો. વ્યક્તિ સમાજ માટે છે, વ્યક્તિએ સમાજહિતને અર્થે જ જીવવું જોઈએ, સમાજ જીવનમાં જ વ્યક્તિઓનું જીવન કૃતાર્થ થાય છે તેથી વ્યક્તિએ સમાજનો એકંદરે અંકુશ સ્વીકારવો જોઈએ, વ્યક્તિનું જીવન કેવું હોય એ નક્કી કરી આપવાનો અધિકાર સમાજને જ હોઈ શકે, એ જાતની ફિલસૂફી આજે પ્રધાનપણું ભોગવે છે.

પણ કોઈ એવો વિચાર નથી કરતું કે વ્યક્તિ અને સમાજ વચ્ચે વિરોધ જ શા માટે હોવો જોઈએ? વ્યક્તિ અને સમાજ એ એકબીજાનાં વિરોધી કે શત્રુ નથી. સમાજ પ્રત્યેની પોતાની બધી ફરજો સ્વેચ્છાથી પ્રસન્નપણે અદા કરી વ્યક્તિ પોતાનું મુખ્ય સ્વાતંત્ર્ય જરૂર જાળવી શકે અને વ્યક્તિના બધા અધિકારોનું અને હક્કોનું રક્ષણ કરીને સમાજ સમષ્ટિનું હિત અધિકાધિક સાધી શકે છે. વ્યક્તિ અને સમાજ જો બંને બરાબર કેળવાયેલાં હોય, સામાજીક સદ્‌ગુણોનો વિકાસ થયો હોય અને સંસ્કારો દ્વારા એ સદ્‌ગુણો દૃઢ થયા હોય તો સમાજ અને વ્યક્તિ આપસમાં કશો વિરોધ મનમાં આણ્યા વગર ઉત્તમ રીતે ચાલી શકે છે. અને એકને ખાતર બીજાની અવગણના કરવાપણું જરાયે ન રહે.

જી સં. ૧૧૨

દુનિયામાં શ્રેષ્ઠ–કનિષ્ઠનો વાસ્તવિક ભેદ તો રહેવાનો જ પણ શ્રેષ્ઠ–કનિષ્ઠની ભાવના ન રહેવી જોઈએ.

જી. સં. ૩૧

જન્મ અને મૃત્યુ એ જીવનનાં બે પાસાં છે. કેવળ એક જ પાસાને જે મહત્ત્વ આપે છે તે જીવનનિષ્ઠ થઈ શકતો નથી.

## નવો યુગ

સોપચાસ વરસ સુધી આપણે કેવળ યોગક્ષેમની જ ચિંતામાં પડયા હતા. હવે મનુષ્યસમાજની સેવાના આદર્શો મૂર્તિમંત કરવાના પ્રયત્નો આદરવા લાગ્યા છીએ. નાતજાતની સંકુચિતતાઓ તોડવી આપણને અશક્યવત્ લાગતી હતી ત્યાં એ વસ્તુ હવે સહજ થવા લાગી છે આપણે નવા યુગની શરૂઆત કરી છે એ વિષે હવે શંકા રહી નથી. હવે નવા યુગની નવી વાતોનો વિચાર કરીએ. એ વાતો સાવ નવી તો નહિ કહી શકાશે. ગાંધીજી જેવાઓએ પંદર-વીસ વરસથી એ વસ્તુઓનું સૂચન કરી રાખ્યું છે પણ પ્રજાએ તો હમણાં હમણાં જ એ વસ્તુઓનું કંઈક અંશે હાર્દિક સ્વીકાર કર્યો છે. લોકકેળવણીનું રહસ્ય હવે આપણે સમજતા થયા છીએ. સેવામય જીવન સ્વાભાવિક થવા લાગ્યું છે એટલે દૃઢતાપૂર્વક આગળ પગ મૂકતાં આપણને મુશ્કેલી પડવાની નથી.

જી. સં. ૮૭

~ ~ ~

## શ્રદ્ધાંજલિ!

અંગ્રેજી પદ્ધતિ અનુસાર 'મૃતાત્મા'ની શાન્તિને માટે પ્રાર્થના કરવાનો રિવાજ અખબારી આલમમાં ચાલતો આવ્યો છે. પૂર્વજન્મમાં માનનારા આપણે તો એ જ પ્રાર્થના કરી શકીએ કે લાલા હરદયાલ જેવો ભારતીય સ્વતંત્રતાનો ઉપાસક આ દેશમાં ફરીથી જન્મ લે. જ્યાંસુધી આપણે સ્વતંત્ર થયા નથી. ત્યાંસુધી સ્વતંત્રતાનો આ ઉગ્ર ઉપાસક કદાચ આપણા હાથથી શ્રદ્ધાંજલિના જળનો સ્વીકાર પણ નહીં કરે. કદાચ આપણે એને પોતાના ગરમ ગરમ લોહીની શ્રદ્ધાંજલિ અર્પણ કરવી જોઈએ. કદાચ મામૂલી જલથી રાષ્ટ્રીય તર્પણ નહિ થઈ શકે. નિરતિશય સેવાથી નીકળેલો પરસેવો અને આત્મબલિદાનમાં વહેવડાવેલું આપણું પોતાનું લોહી એ બન્ને રાષ્ટ્રીય શ્રાદ્ધ માટે ઉપયુક્ત જળ છે.

'સર્વોદય' મે ૧૯૩૯